સટીક

# નળાખ્યાન

પ્રસિદ્ધ કરનાર

દાસુભાઇ ડાહ્યાભાઇ મહેતા

તથા

છગનલાલ ઠાકોરદાસ મોદી

સુરત

સને ૧૯૨૪

કિમ્મત ૧—૨—૦

# NALÁKHYÁNA

BY

MAHÁKAVI PREMÁNAND

( WITH CRITICAL AND EXPLANATORY NOTES AND SKETCH OF THE POET'S LIFE )

*Kadvans* I–XXV.

---

*EDITED BY*

**Damubhai Dayabhai Mehta,**
M. A., B. Sc., LL. B.,
Late Varistha Court Judge, Baroda;

AND

**Chhaganlal Thakurdas Modi,** B.A.
Retired Educational Inspector, Baroda Prant.

FOURTEENTH EDITION

---

SURAT 1924

મહાકવિ પ્રેમાનંદ કૃત

# નળાખ્યાન

( સંપૂર્ણ ટીકા, અનેક પાઠ તથા કવિજીવન સહિત )

કડવાં ૧–૨૫

---

પ્રસિદ્ધ કરનાર

**દામુભાઇ ડાહ્યાભાઇ મહેતા,**

એમ. એ., બી. એસસી., એલએલ. બી.;

વરિષ્ઠ કોર્ટના માજી જડ્જ, વડોદરા રાજ્ય;

તથા

**છગનલાલ ઠાકોરદાસ મોદી, બી. એ.;**

રિટાયર્ડ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, વડોદરા પ્રાન્ત.

---

ચૌદમી આવૃત્તિ

સુરત સં. ૧૯૯૦

# PREFACE.

*Nalakhyana* may be called the best poem by the best poet in the Gujarati language. At the same time it is one of the most difficult, in our opinion, of all the poems by the great and popular poet Premanand. We long felt the desirability, or rather the necessity, of having an annotated edition of this very interesting work. The absence of the vernaculars from the University curriculum naturally resulted in their disregard by the people who spoke them. The laudable but futile movement for introducing the vernaculars into the higher examinations of the Bombay University and the selection of *Nalakhyana* as a text-book for the University School Final Examination prompted us to fulfil our long-cherished hope, and we at once determined to annotate the first twenty-five *kadvuns* of that poem. In the beginning we had in view the sadly felt want of the students of High Schools, but we had to extend our scope, and consequently to double the size first contemplated by us, in order to make the work useful to the advanced sholars of Training Colleges and to the generl public.

In annotating the present work we have, as far as was possible, adopted the system generally followed in annotations of English works. The text of *Nalakhyana*, selected by us, is that published in *Bhrihat Kavyadohana*, Vol. I, edited by Mr. Ichharam S. Desai. The Goveranment edition recommended for the University S. Final Examination contains readings, which vary in material and important points from almost all other printed and manuscript editions we could lay our hands on, to the extent of distorting the poet's real maning, and rendering

the lines void of poetical beauty in some places. We have, however, not omitted to insert all the important and necessary readings from that edition, along with those from other editions, consulted by us.

*Alankaras* ( figures of speech ), not being equally useful to all, have been treated separately in an appendix at the end. A sketch of the poet's life is also given for the convenience of students.

We have to acknowledge our heart-felt thanks to our well-known Pandit Shri Gatulalji, Kavi Savitanarayan and Mr. Ichharam S. Desai, for the valuable assistance rendered by them in the preparation of this book.

BARODA, *1st June, 1889.*

**D. D. Mehta.**
**C. T. Modi.**

NOTE—From the eighth edition, the annotations have been given after the whole text, and not below the text on each page as in previous editions.

# પ્રસ્તાવના.



મહાકવિ પ્રેમાનંદકૃત નળાખ્યાન ગુજરાતી ભાષામાં ઉત્તમ પંક્તિનું કાવ્ય ગણાય છે. તેનાં બધાં કાવ્યોમાં એ વર્ણનશૈલી અને વર્ણનરસમાં સર્વોપરી છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. જનપ્રિય નળાખ્યાનમાં પુણ્યશ્લોક નળ રાજાનું અને સતિ દમયન્તીનું ચરિત્ર વર્ણવવામાં આવેલાં છે. પતિવ્રતા સ્ત્રીનો ધર્મ શો છે, તેનો પતિપ્રત્યે પ્રેમ કેવો હોય છે, કળિ એટલે ક્લેશ બુદ્ધિના પ્રવેશથી મનુષ્યની કેવી દુર્દશા થાય છે, જુગટું રમવાથી કેવા અનર્થ નિપજે છે, સજ્જનને ભોળવી દુર્જનો તેને કેવે આડે રસ્તે લઈ જાય છે અને પાછળથી કુમતિનો નાશ થતાં પોતાનાં આગળાં કુકર્મો અથવા માઠી વર્તણુક વિષે તે સજ્જન પુરૂષને કેવો પશ્ચાત્તાપ થાય છે, મહાન્ પુરૂષો ઉપર ભયંકર સંકટો પડવાં છતાં પણ તેઓ ન્યાય માર્ગથી ન ચળતાં કેવી રીતે ધૈર્ય ધારણ કરે છે, ઈત્યાદિ ઉત્તમ પ્રકારની શિક્ષાથી ભરપૂર અને મનોરંજક આ કવિતા ગ્રંથ દરેક ગુર્જર ગૃહસ્થના ઘરમાં રાખવા યોગ્ય છે. આવા ઉત્તમ કાવ્યની ટીકા છપાવવાની જરૂર છે એવું અમને લાંબા વખતથી લાગતું હતું. યુનીવર્સિટીની પરીક્ષાઓમાંથી દેશી ભાષાને બાતલ કરવાથી સ્કૂલ અને કૉલેજોના વિદ્યાર્થીઓને તેનો જોઈએ તેવો અભ્યાસ કરવાનું કારણ રહ્યું નહીં અને તેથી તેઓનું પોતાની દેશી ભાષાનું જ્ઞાન ઘણું અપૂર્ણ થવા લાગ્યું છે. મુંબઈની યુનિવર્સિટીની ઉપલી પરીક્ષામાં દેશી ભાષાને દાખલ કરાવવાને જે જરૂરનો અને સ્તુત્ય પ્રયાસ ચાલ્યો છે તેથી તથા યુનિવર્સિટી સ્કૂલ ફાઈનલ પરીક્ષામાં ગુજરાતી કાવ્યના પુસ્તક તરીકે નળાખ્યાન પસંદ કરવાથી આ કામ

હાથમાં લેવાનો અમારો વિચાર થયો. હાઈસ્કૂલના વિદ્યાર્થીઓને ઉપયોગી થાય તેવા પ્રકારની ટીકા આપવાનો પ્રથમ વિચાર કરેલો; પણ સામાન્ય રીતે ગુજરાતી વર્ગને અને ટ્રેનિંગ કૉલેજોના ઉપલા વર્ગનાં અભ્યાસીઓને આ પુસ્તક સાધનભૂત થાય તેવો ઉદ્દેશ રાખી એના કદમાં ઘણો વધારો કરવો અમને યોગ્ય લાગ્યો. આ ગ્રંથ તૈયાર કરવામાં નળાખ્યાનની છાપેલી તથા હાથની લખેલી જૂદી જૂદી અનેક પ્રતો જોવામાં આવી હતી, ને તે બધીમાંની સ્કૂલ ફાઈનલ પરીક્ષા માટે પસંદ કરેલી સરકારી આવૃત્તિને આધારભૂત ગણવામાં આવી નથી, પરંતુ ભાઈ ઈચ્છારામ સૂર્યરામે પ્રકટ કરેલા 'બૃહત્ કાવ્યદોહન ભાગ ૧ લા' માં આપેલા નળાખ્યાનને મૂળ તરીકે અમે રાખેલું છે; તેનું મુખ્ય કારણ એ છે કે સરકારી આવૃત્તિમાં એટલે બધે દરજ્જે પાઠફેર થયલો માલમ પડે છે કે કેટલાક ભાગમાં કાવ્યની ખુબી અને રસ બંને તેમાંથી જતાં રહેલાં જણાય છે; છતાં સરકારી તથા બીજી પ્રતોમાંથી અગત્યના જણાયલા પાઠો ટીકાની નીચે * બતાવેલા છે. પાઠમાં બતાવેલી પ્રતોની સમજુતિ આ પ્રમાણે છે:—

પ્રત ૧ 'બૃહત્ કાવ્યદોહન ભાગ ૧ લા' માં આપેલું નળાખ્યાન.
„ ૨ સં. ૧૯૩૯ માં ઉતારેલી.
„ ૩ „ ૧૮૮૧ „ „
„ ૪ નર્મદાશંકરના હાથની લખેલી.
„ ૪ ક સં. ૧૮૦૬ માં ઉતારેલી.
„ ૪ ખ „ ૧૮૨૧ „ „
„ ૪ ગ „ ૧૮૪૬ „ „
„ ૪ ઘ „ ૧૮૯૨ „ „

---

*આઠમી આવૃત્તિથી ટીકા પાછળ આપવામાં આવી છે.-જી. ઠા. ત્રોદી.

„ ૪ ચ „ ૧૯૦૭ „ „
„ ૫ નર્મદાશંકરની છાપેલી સરકારી.
„ ૬ સરકારી 'ગુજરાતી કાવ્યદોહન' તથા 'કાવ્યદોહન ભાગ ૨જો' કવિ દલપતરામવાળો તથા 'મોટું કાવ્યદોહન' અમદાવાદવાળું.

સર્વને ઉપયોગી નહીં ધારી, નળાખ્યાનમાં આવેલા અલંકાર સમજવા પૂરતો અલંકારવિચાર પાછલા ભાગમાં આપવામાં આવેલો છે.

આ ગ્રંથ તૈયાર કરવાના સંબંધમાં પંડિત શ્રી ગટૂલાલજી, કવિ સવિતાનારાયણ અને ભાઈ ઈચ્છારામ સૂર્યરામ તરફથી જૂદે જૂદે પ્રકારે અગત્યની મદદ મળી છે તે માટે તેમનો ઉપકાર માનીએ છીએ.

વડોદરા,
જ્યેષ્ઠ શુદ ૩, ૧૯૪૫

દા. ડા. મહેતા.
છ. ડા. મોદી.

## સંક્ષિપ્ત શબ્દોનો ખુલાસો. ABBREVIATIONS

સં. = સંસ્કૃત.
આ. = આરમી.
દ્વ. સ. = દ્વન્દ્વ સમાસ.
પં. તત્. સ. = પંચમી તત્પુરૂષ સમાસ.
ષ. તત્. સ. = ષષ્ઠી તત્પુરૂષ સમાસ.
સ. તત્. સ. = સપ્તમી તત્પુરૂષ સમાસ.
ક. સ. = કર્મધારય સમાસ.
દ્વિ. સ. = દ્વિગુ સમાસ.
બહુ. સ. = બહુવ્રીહિ સમાસ.
દ્વિ. વિ. = દ્વિતીયા વિભક્તિ.
સં. વિ. = સંબોધન વિભક્તિ.
પ્ર. = પ્રત.
ક. = કડવું.
લી. = લીટી.
પ્રે. ભા. અ. – ક. = પ્રેમાનંદકૃત ભાગવત દશમસ્કંધ અધ્યાય–કડવું.
પ્રે. રણ. = પ્રેમાનંદકૃત રણયજ્ઞ.
પ્રે. ઓ. = પ્રેમાનંદ ઓખાહરણ.
પ્રે. લ. = પ્રેમાનંદ લક્ષ્મણાહરણ.
પ્રે. ચં. = પ્રેમાનંદ ચંદ્રહાસ.
વ. શ. ગ. = વલ્લભભટ્ટનો શણગારનો ગરબો.
સા. શત. = સામળ શતશાઈ.
સા. નં. બ. = સામળ નંદબત્રીશી.
સા. વિ. વા. = સામળકૃત વિદ્યાવિલાસીની વાર્તા.
ગિ. રા. = ગિરધરકૃત રામાયણ.
દ. કા. = દયારામકૃત કાવ્યસંગ્રહ.
શુ. આ. = શુકદેવ આખ્યાન.

૧૧૮૨૨

કવિ જીવન

# પ્રેમાનંદ ભટ્ટ

ગુર્જરકવિશિરોમણિ કૃષ્ણસુત પ્રેમાનંદભટ્ટકૃત નળાખ્યાનનું સર્વોપરી' કાવ્ય સટીક પ્રગટ કરતાં એ કવિનું સંક્ષિપ્ત જીવનચરિત્ર આપવું અવશ્યનું છે. આપણા લોકોમાં ચરિત્ર લખવાનો ધારો ન હોવાથી આ મહાકવિ ક્યારે જન્મ્યા તે કહી શકાતું નથી, તોપણ એણે બનાવેલા ગ્રંથોપરથી આટલું અનુમાનથી ધારી શકાય છે કે, સંવત ૧૭૦૦ થી ૧૭૭૦ સુધીમાં તે વડોદરામાં થઈ ગયા હતા.

દંતકથા એવી ચાલે છે, કે એ કવિ તદન મૂર્ખ હતો, ને ભણ્યાગણ્યા વગર રઝળ્યા કરતો હતો. એક વખત વડોદરામાં આવેલા કામનાથ ને બહુચરાજીની વચ્ચેના એક મકાનમાં કોઈ સંત પુરૂષ આવી ચઢયો. પ્રેમાનંદે તેની ઘણી સેવાચાકરી કીધી, તેથી તે સિદ્ધ ઘણો રાજી થયો. સિદ્ધ વડોદરેથી મુકામ ઉઠાવનાર હતો તે વખતે પ્રેમાનંદે ઘણી આજીજી કીધી ને સિદ્ધે પ્રસન્ન થઈ કહ્યું, કે હું કાલે જનાર છું, માટે પ્રભાતમાં આવજે, કંઈ આપીશ. પ્રેમાનંદ જાને એદી રહેલો હોવાથી સવારમાં મોડો ઉઠયો, ને સિદ્ધના મુકામ પર જતાં મોડું થયું એટલે સિદ્ધ ચાલ્યો ગયો. એ તેની પૂઠે ગયો ને વડોદરા બહાર તેનો મેળાપ થયો. સિદ્ધે કંઈ અપ્રસન્ન વદને સામું જોયું, પણ પ્રેમાનંદને દાયમણો ને દામણો જોઈ દયા લાવીને તેની જીભપર કંઈક સિદ્ધાઈનો મંત્ર લખ્યો. પછી કહ્યું કે જો તું વહેલો આવ્યો હોત તો સંસ્કૃત મહાકવિ થાત, પણ જા હવેથી તું પ્રાકૃત કવિ તરીકે બહુ પંકાઈશ. આટલી પણ પ્રસાદી પ્રાપ્ત થઈ તેથી બહુ આનંદ માનતો પ્રેમાનંદ ઘેર આવ્યો, ને તે દિવસથી એનામાં કવિત્વશક્તિ આવી કહેવાય છે.

બીજી એવી પણ દંતકથા ચાલે છે કે એ ન્યાયશાસ્ત્ર ભણ્યો હતો, ને પુરાણનું સારૂં જ્ઞાન ધરાવતો હતો; પણ પ્રથમથી તેનામાં કવિત્વશક્તિ નહોતી. એક પ્રસંગે કોઈ મહાત્મા એને ઘેર આવ્યો ને કહ્યું કે હું બે દિવસનો અપવાસી છું, કંઈ આપ. પ્રેમાનંદે ખાવાનું આપ્યું ને સિદ્ધે પ્રસાદી આપી. આનાકાની કરતાં પ્રેમાનંદે તે પ્રસાદ આરોગ્યો. જો ઉમળકાથી ખાધો હોત તો એનામાં સંસ્કૃત કાવ્ય કરવાની શક્તિ આવત, પણ અપ્રસન્ન વદને ખાધો તેથી પ્રાકૃત કવિતા કરવાને શક્તિવાન થયો હતો.

આ સર્વે દંતકથા જોતાં આટલું તો નક્કીપણાથી કહી શકાય છે કે એ પ્રથમ જડ હશે, ને પાછળથી એમનામાં કાવ્ય કરવાની શક્તિ આવેલી, તે સાથે તેને સંસ્કૃતનો પણ થોડો ઘણો સંસ્કાર પાછળથી થયેલો જણાય છે. જો તેમ નહીં હોત તો એની કવિતાના મુખ્ય પ્રસંગો જે પુરાણ તથા ભારતમાંના છે તે એના જાણ્યામાં આવત નહીં. વળી એમ પણ કહેવાય છે કે એ પુરાણી હોવાથી કેટલેક પ્રસંગે કથાઓ કરતો હતો, ને તેમાંથી એ કમાઈ ખાતો હતો.

પ્રેમાનંદ કવિનો કાળ તે પ્રાકૃત ભાષાની કવિતાનો કે કવિનો કાળ નહતો, એટલું છતાં એ પ્રાકૃતમાં કવિતા કરવાને કેમ લલચાયો તેનું કારણ સવિસ્તર જણાતું નથી, પરંતુ એની કવિતા એના પોતાના કાળમાં લોકમાં પ્રસિદ્ધ થઈ હતી; ને તેથી કેટલાક તેને નિંદનારા તેમ કેટલાક તેને વંદનારા હતા. એ સંસ્કૃત પુરાણ કે મહાભારત વાંચતો હતો ત્યારે શ્રોતાઓ વાહવાહ કરતા નહીં, પણ જ્યારથી પ્રાકૃત કવિતા, કથા તરીકે વાંચવા માંડી ત્યારથી એની કથા સાંભળવાને શ્રોતા ઘણા આવતા હતા, ને તેથી એને પ્રાપ્તિ પણ ઠીક થતી હતી; અને તે પરથીજ એને પ્રાકૃત કવિતા કરવાનો શોખ વિશેષ થયેલો હોવો જોઈએ. એણે પ્રાકૃતમાં કથા કરવા માંડી તેથી એને વડોદરાના પુરાણીઓ સાથે ઘણી તકરાર થઈ હતી. ત્યારે પ્રેમાનંદે ગર્વથી કહ્યું હતું કે તમો ભાગવત ભારતની કથા કરો છો, પણ તમો કોળવાઇ મારીને ફર્યા કરો તેવું કરીશ. હું પ્રાકૃતમાં ભાગવત કરી કથા કરીશ, તો તમને કોઇ

સાંભળશેએ નહીં. પછી એણે ભગવતના જૂદા જૂદા સ્કંધો કાવ્યમાં રચ્યા હતા, ને તેની કથા પણ થયેલી સંભવે છે.

એની કવિતા તથા કથાની ખ્યાતિ સુરત અને નંદરબાર સુધી થયેલી હતી. સુરતમાં રહીને પણ તેણે કેટલીક વેળા કથા કીધી જણાય છે. અમારા મિત્ર રા. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇએ કરેલી શોધ પ્રમાણે, "પ્રેમાનંદે ત્રણ વખત સુરતમાં કથા કરી છે. એક વાર ચાર-ખાનાને ચકલે, એક વાર ધીને કાંટે ને એક વાર જદાખાડીમાં. સુરતમાં લીંબુ શેરીને નાકે મોહનદાસ નામના કણબીને ત્યાં એ ઉતારો કરતો હતો. આ મોહનદાસ દેવીભક્ત હતો, પણ કથાનો ઘણો શોખીન હતો, ને તેથી તેણે ઘણાક પુરાણી અને ગાગરિયા ભટોને આશ્રય આપેલો છે." સુરતમાં કથા કરતાં વખતો વખત પ્રેમાનંદ નંદરબાર જતો હતો. તેને ત્યાં ઠાકોરનો આશ્રય હતો એમ કેટલાક તરફથી કહેવામાં આવે છે, પણ જે વૃત્તાંત એ કવિ સંબંધી ભાઈ ઇચ્છારામ મેળવી શક્યા છે, તે પરથી જણાય છે કે ત્યાંના રાજાનો પુત્ર વીરસિંહ એ કવિનું ઓખાહરણ સાંભળીને ઘણો ખુશ થઈ ગયો હતો. તેથી તેણે પોતાના પિતા ભૂપતસિંહના મ્હોડા આગળ કવિની ઘણી તારીફ કીધી, ને ઓખાહરણ દરબારમાં વાંચી સંભળાવવા કવિને તેડાવ્યો. કવિએ ઓખાહરણ ફક્કડ રીતે વાંચ્યું ને તેથી સભા સંતુષ્ટ થઈ. રાજાએ થોડુંક ઇનામ આપ્યું, ને કહ્યું કે કોઈ રાજકુળનું આખ્યાન લખો. એ વખતે રાજાની એક રાણી મરણ પામેલી હતી ને રાજા શોકમાં હોવાથી દુઃખમાં દીલાસો મળે તેવા હેતુથી કવિએ નળાખ્યાન લખવું શરૂ કીધું, ને સંવત ૧૭૪૨માં પૂરૂં કીધું; પણ તેટલામાં ઠાકોરનો પાટવી કુંવર વીરસિંહ મરણ પામવાથી પ્રેમાનંદનો પાછળથી કોઇએ ભાવ પુછયો નહીં, ને તેથી કવિની કેટલીક આશા નષ્ટ થઇ. કવિએ નળાખ્યાન કર્યું છે તે એનાં સઘળાં કાવ્યોમાં સર્વોપરી છે.

આ કવિએ ઘણાં કાવ્યો લખ્યાં છે. જે ગ્રંથો અમારા જોવામાં આવ્યા છે તે ગ્રંથોની ટીપ અમે હેઠળ આપીએ છીએઃ—

૧ દશમસ્કંધ.
૨ અષ્ટમસ્કંધ.
૩ સપ્તમસ્કંધ.
૪ ડાંગવ આખ્યાન.
૫ ઋશ્યશૃંગ આખ્યાન.
૬ નળાખ્યાન.
૭ ચંદ્રહાસ આખ્યાન.
૮ બભ્રુવાહન આખ્યાન.
૯ મદાલસા આખ્યાન.
૧૦ વામનાખ્યાન.
૧૧ અભિમન્યુ આખ્યાન.
૧૨ સુધન્વા આખ્યાન.
૧૩ દ્રૌપદી વસ્ત્રાહરણ.
૧૪ સુભદ્રાહરણ.
૧૫ ઓખાહરણ.
૧૬ લક્ષ્મણાહરણ.
૧૭ વલ્લભ ઝગડો.
૧૮ મામેરૂં.
૧૯ નૃસિંહ મેહેતાની હુંડી.
૨૦ નૃસિંહ મેહેતાના પિતાનું શ્રાદ્ધ.
૨૧ નૃસિંહ મેહેતાના પુત્ર શામળશાનો વિવાહ.
૨૨ ભ્રમર પચીસી.
૨૩ દાણલીલા.
૨૪ રણયજ્ઞ.
૨૫ રઘુવંશ કાવ્ય.
૨૬ વિવેક વણજારો.
૨૭ સુદામા ચરિત્ર.
૨૮ સ્વર્ગનિસરણી.
૨૯ હરિવંશ.

એ કવિએ બીજા ગ્રંથો કીધા છે, પણ જે અમારા જોવામાં આવ્યા નથી, પણ માત્ર સંભળાય છે તેની ટીપ અત્રે આપીએ છીએ.

૧ મહાભારત.
૨ સંપૂર્ણ ભાગવત.
૩ સંપૂર્ણ રામાયણ.
૪ હારમાળા.
૫ કર્ણચરિત્ર.
૬ ભિષ્મચરિત્ર.
૭ રેવાખ્યાન.
૮ અશ્વમેધ.
૯ નરકાસુરાખ્યાન.
૧૦ વ્રજવેલ.
૧૧ ત્રણ નાટક. ( જેનાં નામ માલમ નથી. )
૧૨ દ્રૌપદીહરણ.
૧૩ અષ્ટાવક્ર આખ્યાન.
૧૪ રૂક્મિણી હરણ.
૧૫ માર્કંડેય પુરાણ.

આટલા ગ્રંથોની ટીપ આપી છે તોપણ પ્રેમાનંદના કરેલા નકી કેટલા ગ્રંથ છે તે કોઇ પણ રીતે કહી શકાતું નથી.

એનાં કાવ્યો અને ગ્રંથો માટે વિચાર આપવાનું કામ દુર્ઘટ નહીં, તોપણ અઘરૂં તો ખરૂં. આ સર્વોપરી કવિનાં કાવ્યો ગુજરાતમાં બહુ લોકપ્રિય છે એમાં ના પડાશે નહીં. દશમસ્કંધ ને નળાખ્યાન ચોમાસામાં શેહેરમાં ને ગામડામાં ઘેરઘેર ગવાય છે; મામેરૂં સ્ત્રીઓના સીમંત પ્રસંગે રંગ આપે છે. ચૈત્ર માસમાં ઓખાહરણ ગાજી રહે છે; ભાદ્રપદમાં–શ્રાદ્ધ પક્ષમાં નૃસિંહ મેહેતાના પિતાનું શ્રાદ્ધ ગવાય છે; સુદામાચરિત્ર ને હુંડી પણ વખતો વખત લોકોને આનંદ આપે છે; સ્વર્ગ નિસરણી બારણા આગળ બ્રાહ્મણો ગજાવે છે. એવી રીતે કોઈ પણ કવિની કવિતા ગુર્જર પ્રદેશમાં રંગ આપતી જણાતી નથી. કવિની કવિતા વર્ણનરસ ને વર્ણનશૈલીમાં ખુબીદાર છે; ને વિષયનું રૂપ બાંધી તે દર્શાવવાની શક્તિ, શ્રોતાનાં મન હરણ કરવાની શક્તિ, જેટલી પ્રેમાનંદની કવિતામાં છે તેટલી બીજા કવિની કવિતામાં નથી. કવિને રસાલંકારનું ઉત્તમ જ્ઞાન હોય તેમ લાગે છે, ને તેથી જેવો તેણે પોતાની કવિતામાં રસ મૂક્યો છે તેવો દયારામભાઈની કવિતામાં પણ નથી. નૃસિંહ મેહેતા સંબંધી કવિતામાં સાંસારિક જ્ઞાન એવી તો ઉત્તમ રીતે દર્શાવ્યું છે કે તેનું ચિત્ર પણ પાડી શકાય. એ પુરાણ કથા વાંચતો હોવાથી શ્રોતાને કેમ રંજન કરવા એ શક્તિ ઉત્તમ પ્રકારની એનામાં હતી.

કવિ નર્મદાશંકર લખે છે કે 'નળાખ્યાનમાં કરૂણાનું પ્રાધાન્ય ને શૃંગાર હાસ્ય એ ( રસો ) છે.........એનો ( પ્રેમાનંદનો ) સૌથી શ્રેષ્ઠ ગ્રંથ પોતાની ઠરેલી સ્થિતિમાં ઠરેલી કલમથી લખાયલો નળાખ્યાનનો છે.'

કવિનો સ્વભાવ કવિતા તરફ જોતાં, માયાળુ, વિવેકી ને સાથે વિનોદી હતો. ઠાવકી મજાક કરવામાં, કોઈને બનાવવામાં એ ચઢતો હતો, પણ તેમાં વિવેક ચૂકતો નહીં. એ વળી નિરભિમાની હતો–જો કે પ્રસંગોપાત અભિમાનનાં વાક્ય જણાય છે તો પણ મહાભિમાન એનામાં નહોતું. એની કવિતા રસિક, બોધક, મોહક અને આનંદ દેનારી ને મન હરનારી છે. સંસાર વિષય સમજનાર એ નિપુણ, હસાવવામાં મગ્ન ને નિવૃત્તિ આનંદમાં નિમગ્ન હતો. તે સંસાર ઉપાધિથી દાઝતો, પણ કાવ્યરસમાં રાજતો.

તા. ૧–૬–૯૯

# નળ અને દમયન્તી ચરિત્ર

( નર્મકથાકોષ ઉપરથી. )

નળ એ દ્વાપરના અન્તમાં થયેલો સૂર્યવંશી રાજા-નિષધ દેશના વીરસેનનો પુત્ર હતો. એ સ્વરૂપે સુંદર, શાસ્ત્રજ્ઞાતા, ધનુર્વેદ નિપુણ ને પુણ્યશીલ હતો. એની કથા એની સ્ત્રી દમયન્તીના સંબંધમાં આ પ્રમાણે છે. વીરસેનની રાજસભામાં વિદર્ભ દેશના ભીમક રાજાની કન્યા દમયન્તીનાં સ્વરૂપ શૃંગારવર્ણન થયા કરતાં તેથી નળનું હૃદય વિંધાયું હતું ને એ ઉદાસ રહેતો. એક દિવસ વનમાં ગયો ત્યાં એણે સુંદર હંસોની પંક્તિ દીઠી. નળના કરકમળમાં મુક્તમાળ જોઈને એક હંસ નળના હાથ ઉપર ચઢયો, ને મનુષ્યવાણીથી બોલ્યો કે રાજા મારો ઘાત ન કરીશ–દમયન્તી તને મળે તેવો હું યત્ન કરીશ. નળે કહ્યું તને હું મારા પ્રાણ કરતાં વધારે ગણીશ, પણ હમણાં ને હમણાં તું વિદર્ભ દેશ જઇને દમયન્તીને સમજાવ. પછી હંસ દમયન્તીની વાડીમાં જ્યાં તે બેઠી હતી ત્યાં ગયો. સખીઓએ પકડવા માંડયો પણ તે તેના હાથમાં ન આવ્યો, પણ જ્યારે દમયન્તીએ તેને બોલાવ્યો ત્યારે તે તેની પાસે આવ્યો ને બોલ્યો કે હે રાજપુત્રી, હું ત્રિભુવનમાં ફરી વળ્યો છઉં પણ નળના જેવો સુકુમાર સ્વરૂપસુંદર મેં બીજો જોયો નથી; ને એવાં ઘણાંક વખાણ કર્યાં. એ સાંભળી દમયન્તી પણ નળ સાથે પરણવાને લોભાઈ ને એણે હંસને કહ્યું કે તું જા ને નળને કહે કે મેં મનથી તમને વરમાળ પહેરાવી છે, માટે મારા પિતા સ્વયંવર રચે તેમાં ઉતાવળા આવજો. હંસે જઈ નળને કહ્યું ને થોડા દિવસ પછી ભીમકને ત્યાંથી નળને તેડું આવ્યું. એવું બન્યું કે નારદે ઇંદ્ર સભામાં દમયન્તીનાં વખાણ કરેલાં તેથી ઇંદ્ર, યમ, અગ્નિ ને વરુણ એ ચારે સ્વયંવરમાં આવતા હતા. વાટમાં નળ મળ્યો તેને ઇંદ્રે કહ્યું કે લોકોમાં તું પુણ્યશીળ કેહેવાય છે, માટે તારે પોતાનો સ્વાર્થ છોડી દઈ અમારા દૂત રૂપે થઈ દમયન્તીને એવો બોધ કરવો કે જેથી અમારામાંના એકને વરમાળ ઘાલે. નળે કહ્યું કે અંતઃપુરમાં મારાથી કેમ જવાશે? ત્યારે ઇંદ્રે કહ્યું કે

દમયન્તી વગર બીજું કોઈ તને દેખશે નહીં. પછી નળ અંતઃપુરમાં ગયો એટલે મુખ જોતાં વારને દમયંતીએ જાણ્યું કે એજ મારો પ્રિતમ છે. નિષધરાજાએ પોતાનું ખરૂં નામ ન કહ્યું પણ બોલ્યો કે હું ઇંદ્ર, યમ, અગ્નિ, વરૂણનું દૂતત્વ કરવા આવ્યો છું–તેઓ તારા સૌંદર્ય ઉપર આસક્ત છે. માટે એ ચારમાંથી એકને તું વરમાળ પહેરાવ. દમયંતી બોલી કે, ધનુષમાંથી બાણ છૂટ્યું તે પાછું કેમ ફરે. માટે મેં મારૂં મન નળને સમર્પ્યું છે તે બીજા કોઈ ભણી હવે જનર નથી–નળ વિના બીજા પુરૂષ મારે મન પિતા, ભાઈ અથવા પુત્ર સરખા છે. પછી નળે પેલાઓ પાસે આવીને વર્તમાન કહ્યા. ત્યારબાદ સ્વયંવરમાં તે ચાર દેવતાઓએ નળનું રૂપ ધારણ કર્યું હતું તેથી દમયન્તી વિચારમાં પડી ને દેવચિહ્નના ઉપર લક્ષ આપી જોયું તો તે દેવતાઓ અંતરીક્ષ આસને હતા ને નિષધનળ પૃથ્વી પર હતો. તરતજ દમયન્તીએ નિષધનળને વરમાળ પહેરાવી દીધી. પછી તે દેવતાઓ નળદમયંતીને આશીર્વાદ દઈ વર આપી અંતર્ધ્યાન થયા અને નળ દમયંતીને લઈને પોતાને નગર ગયો. પછી દમયંતીને ઇંદ્રસેન અને ઇંદ્રસેના કુંવરી એમ બે સંતાન થયાં. એ સમયે કળી સ્વયંવરમાં આવતો હતો તેને ઇંદ્રાદિએ જ્યારે કહ્યું કે દમયંતી તો નળને પરણી ચૂકી ત્યારે તેણે નિશ્વાસ મૂક્યો ને પછી ક્રોધે ભરાઈ નળદમયંતીને દુઃખ દેવાનો વિચાર કીધો. નળના પિત્રાઈ ભાઈ પુષ્કરને નળ સાથે દ્યૂત રમવાને ભંભેર્યો. દ્યતમાં નળ સર્વસ્વ હાર્યો ત્યારે એણે પોતાના કુંવર કુંવરીને ભીમક પાસે મોકલાવી દીધાં. જ્યારે પુષ્કરે કહ્યું કે દમયન્તીની હોડ કરી દ્યૂત રમ ત્યારે નળે તે સાંભળ્યા કીધું. પછી પુષ્કરે તેઓનાં વસ્ત્રાભૂષણ હરી લઈને તેમને કહ્યું કે મારા નગરમાંથી નીકળો ને ઢંઢેરો પીટાવ્યો કે જે કોઈ નળ સાથે ભાષણ કરશે તેને તત્કાળ શિક્ષા કરવામાં આવશે. એ ઉપરથી નળદમયન્તી એકેક વસ્ત્રે નગર બહાર ત્રણ દિવસ નિરાહાર રહ્યાં–કોઈ બારણે ઉભું ન રાખે ને કોઈ ભાષણ ન કરે. ચોથે દિવસે એઓએ વનમાં પ્રવેશ કર્યો તો ત્યાં એક પુષ્ટ બગ નજરે પડ્યો. રાજા તેને પકડવા જેમ પૂઠે દોડે તેમ તેમ તે દૂર જતો જાય, તેથી નળે પોતાનું વસ્ત્ર કહાડી

તેના ઉપર નાંખ્યું એટલે તે વસ્ત્ર સહિત ઉડી ગયો, ને રાજા નગ્ન થઇ રહ્યો. પક્ષીએ ઉડતાં ઉડતાં કહ્યું કે હું પુષ્કરની તરફનો છું ને તારૂં વસ્ત્ર લઈ જાઉં છું. નળ ક્ષુધાથી પીડિત દીન વદને આમ તેમ જોતો હતો, એવામાં કળી મચ્છ રૂપે એક પાસેના તળાવની બહાર પડયો, એને જોતાંજ નળે તેને માર્યો ને દમયંતીના હાથમાં આપ્યો. એ તેને ધોવા તળાવની પાસે બેઠી ને મચ્છના મ્હોંમાં આંગળી ઘાલી દુર્ગંધી કહાડવા જાય છે એવે આંગળીમાંથી અમૃતસ્રાવ થયો ને મચ્છ સજીવન થઈ તળાવમાં જતો રહ્યો. દમયન્તીએ બ્હીકે મ્હોડે બનેલી વાત નળને કહી પણ એણે તે ન માન્યું; એજ ખાઈ ગઈ એમ જાણી તેનો તિરસ્કાર કર્યો. પછી દમયંતીએ પોતાના વસ્ત્રનો એક છેડો નળને કહાડી આપ્યો ને સૂર્યાસ્ત થયો એટલે બન્ને એક વૃક્ષ નીચે સુતાં. દમયન્તી ભર નિદ્રામાં પડી હતી. તેના સામું નળે જોયું તો તેની પૂર્વસ્થિતિનો વિચાર તેને આવ્યો ને એથી ઘણું દુઃખ કરવા લાગ્યો. એણે વિચાર્યું કે એને છોડી હું જતો રહું તો મારે એવું દુઃખ જોવું ન પડે. એટલામાં કળી પાળીરૂપે નીચે પડયો ને નળે અર્ધવસ્ત્ર કાપી દમયન્તીથી છુટો થઈ ચાલવા માંડયું.

દમયન્તીએ જ્યારે જાગીને જોયું તો નળ અર્ધવસ્ત્ર કાપી જતો રહેલો ને એથી તે મૂર્છા ખાઈ પડી-પછી કેટલીક વારે સાવધ થઈ નળને પોકારતી તે વનમાં ભટકવા લાગી. માર્ગમાં એક અજગર મ્હોડું વકાશી પડયો હતો તેના મુખમાં તેનો પગ પડવાથી તેણે તે ગળવા માંડયો. દમયન્તીએ ચીસ પાડી નળને પોકાર કર્યો. તે એક પારધીએ સાંભળ્યો ને એણે આવી અજગરને મારી દમયન્તીને મુક્ત કરી. એ પારધી એનું રૂપ જોઈ કામાતુર થયો ને આલિંગન કરવા જતો હતો તે વેળા દમયન્તીએ તેને બહુ સમજાવ્યો પણ ન માન્યું ત્યારે તેને શાપ દઈ બાળી ભસ્મ કર્યો. દમયન્તી ઉત્તર પંથે જવા લાગી તો માર્ગમાં એક મહાતાપસને દીઠા ને એને તેણે નળ સંબંધી જ્યારે પૂછયું ત્યારે તાપસે કહ્યું ‘ તને તારા સ્વામીનો મેળાપ હવે વહેલો થશે.’ આગળ ચાલતાં દમયન્તીને નદી તીરે કેટલાક સોદાગરો મળ્યા તેઓના

સંઘમાં તે રાતે રહી. એવું બન્યું કે ત્યાં વનના હાથીઓનું ટોળું પાણી પીવા આવ્યું. તેઓએ સર્વનો સંહાર કરવા માંડયો એટલે સૌ ન્હાસવા લાગ્યા. દમયન્તી ન્હાસતી એક વનમાં આવી ને સવાર થઈ એટલે કેટલાક સોદાગરોની પાછળ તેણે ચૈદ્યવસુપુરીમાં આવીને નગ્રમાં પ્રવેશ કર્યો. અહીંના રાજા સુબાહુની માએ તેને દીઠી ને પછી દમયન્તીને પાસે બોલાવી તું કોણ છે એવું પૂછ્યું. દમયન્તીએ પોતાનું નામ જણાવ્યા વગર કેટલીક વાત કહી. પછી રાજમાતાએ કહ્યું કે તું અહીં રહે; દમયન્તી બોલી કે હું કોઇનું ઉચ્ચિષ્ટ ભોજન ન કરૂં, પ્રાદપ્રક્ષાલન ન કરૂં ને બીજા કોઈ સાથે ભાષણ ન કરૂં, એવું હોય ને મારા પતિની ખોળ કરાવો તો રહું. રાજમાતાએ તે કબૂલ કર્યું ને પુત્રી પ્રમાણે ગણવાનું વચન આપ્યું. પછી દમયન્તી સુનંદા નામની રાજકન્યા સાથે અહીં રહી.

દમયન્તીને છોડી નળ ચાલતો થયો હતો. તેણે પ્રથમ તો વનમાં ભયકર દાવાનળ બળતો દીઠો ને કોઇની ચીસ સાંભળી. પછી તેણે જઈ જોયું તો ત્યાં એક મોટો નાગ બળતો હતો. નાગે નળને કહ્યું મારૂં નામ કર્કોટક છે ને હું નારદના શાપથી અહીંયાં બળ્યાં કરૂં છું; પણ નારદે મને ઉશાપ આપ્યો છે કે નળ રાજા તને છોડાવશે, માટે અને મુક્ત કર. પછી નળે તેને ઉંચકી ખાંધ ઉપર નાંખ્યો ને નીચે મૂકવા જાય છે એટલામાં તેણે નળને હાથે દંખ દીધો. એની વિષ-જ્વાળાથી નળ કાળો અને કદરૂપો થઈ ગયો. કર્કોટકે નળને કહ્યું કે તારૂં રૂપ છુપાવવા મે દંખ દીધો છે ને પછી એક વસ્ત્ર આપી કહ્યું કે તારી અવધ પુરી થાય એટલે આ વસ્ત્ર મારૂં સ્મરણ કરી પહેરજે–તારૂં રૂપ પૂર્વવત્ થશે ને દમયન્તી તથા રાજ પાછાં મળશે. પછી નળ અયોધ્યાના ઋતુપર્ણ રાજાને ત્યાં ગયો ને બાહુક નામ ધારણ કરી કહ્યું કે હું નળનો સારથી છું ને અશ્વમંત્ર જાણું છું. પછી ઋતુપર્ણે એને સર્વ સારથીઓનો ઉપરી કરી અશ્વશાળામાં રાખ્યો. અહીં એ નિત્ય રાતે દમયંતીને સંભારી વિલાપ કરે. બીજા સારથીઓએ તેને એમ કરવાનું કારણ પૂછવાથી નળે કહ્યું કે કોઇ ભેદ બુદ્ધિ માણસ પોતાની

રત્ન જેવી સ્ત્રીને વનમાં ત્યાગ કરી જતો રહ્યો ને પછી તે મૂર્ખ શોક કરવા લાગ્યો તેની રીતી હું સહજ કરી દેખાડું છું.

દમયંતીના પિતાએ દેશોદેશ નળદમયંતીને શોધવા બ્રાહ્મણો મોકલ્યા હતા, તેમાં સુદેવે ચૈધવસુપુરીમાં આવી દમયંતીને ઓળખી. દમયંતીએ પણ તેને ઓળખ્યો ને પછી તે રડી પડી. સુનંદાએ વિસ્મિત થઈ સુદેવને દમયંતી વિષે પૂછ્યું ત્યારે તેણે કહ્યું કે એ તારી મસિઆણુ બેન દમયંતી છે. પછી સૌએ તેને પ્રથમ ન ઓળખી તેનો પશ્ચાત્તાપ કર્યો ને દમયંતી સર્વનો ઉપકાર માની સુદેવ જોડે પોતાના પિતાને ઘેર ગઈ. અહીંથી દમયંતીએ નળની શોધ કરવા બ્રાહ્મણો મોકલ્યા હતા, તેમાંથી પર્ણાદ નામનો વિપ્ર સમાચાર લાવ્યો કે તમારી વાત સાંભળી માત્ર એક અયોધ્યાનો રાજસારથી નામે બાહુક ઘણો શોક કરવા લાગ્યો; પછી દમયંતીએ સુદેવને ઋતુપર્ણ પાસે મોકલ્યો ને કહેવડાવ્યું કે દમયંતી ફરી સ્વયંવર કરે છે ને કાલે પ્રાતઃકાળે મુહૂર્ત છે માટે જે રાજા વહેલો આવશે તે વરમાળ પહેરશે. રાજાએ બાહુકને બોલાવી વર્તમાન કહ્યું. બાહુક બોલ્યો કે સૂર્યોદય થતાં પહેલાં પહોંચાડીશ. પછી બાહુકે મરકટ જેવા અશ્વ જોડી રથ તૈયાર કર્યો. ઋતુપર્ણે તે જોઈ પુષ્ટ અશ્વ જોડવાનું કહ્યું, બાપુક કહે કે હાથી મોટા હોય છે ને સિંહ નાનો હોય છે માટે શું હાથી સિંહ કરતાં બળવાન છે? પછી બાહુકે અશ્વના કાનમાં મંત્ર મૂકયો કે તે પવન વેગે ઉડ્યા. માર્ગમાં રાજાનું વસ્ત્ર પડી ગયું ત્યારે તેણે બાહુકને રથ ઉભો રાખી તે લાવવાનું કહ્યું. બાહુકે કહ્યું કે તે વસ્ત્ર હવે દશ યોજન દૂર રહ્યું છે. એવામાં ત્યાં એક બ્હેડાનું વૃક્ષ જોઈ રાજાએ ગણિત કરી તેનાં પાંતરાં ને ફળ કેટલાં છે તે કહી આપ્યું; પછી ઋતુપર્ણની ઇચ્છાથી બાહુકે તેને અશ્વમંત્ર આપ્યો ને પોતે તેની પાસેથી ગણિતવિદ્યા લીધી. બે વિદ્યાના બળથી નળના અંગમાંથી કળી નીકળી મૂર્તિમંત ઉભો રહ્યો, ને કહ્યું કે મેં તારો બહુ છળ કર્યો છે, માટે તારી કથા સાંભળશે તેને હું નહીં પીડું. પછી કળીએ બ્હેડાના વૃક્ષમાં પ્રવેશ કર્યો. બાહુકે રથ હાંકયો ને વિદર્ભ જઈ પહોંચ્યા. દમયંતી આદિએ રથની ગતિ જોઈ જાણ્યું કે તે નળજ છે.

ઋતુપર્ણે ત્યાં સુનકાર જેવું દીઠું પણ ભીમકે તેનું ઘણું સન્માન કર્યું. નળ બાહુક અશ્વશાળામાં ઉતર્યો. અહીં દમયંતીએ તેની પરીક્ષા કરવા કેશિની નામની દૂતી મોકલી ને એણે બાહુકને નળના સમાચાર જાણતા હો તો કહો એમ પૂછ્યું. બાહુકે ઉત્તર દીધો કે તે કાયા કરૂપ કરી કોણ જાણે ક્યાં ગુપ્ત રહ્યો હશે. એ ઉત્તર દમયંતીએ જાણ્યો એટલે દાસીને કહ્યું, કે એને કંઈ અન્નઉદક આપશો નહીં ને આ બાળકોને લઈ ત્યાં બેસી એની ચિકિત્સા જોયા કરો. દાસી બંને બાળક લઇ ત્યાં ગઈ. બાહુકે તેઓને દીઠાં એટલે તેની આંખમાં આંસુ આવ્યાં ને પછી તેણે બાળકોને છાતી સાથે સારી રીતે ચાંપ્યાં. બાહુકે દાસીને કહ્યું મારાં બાળકો મને સાંભરવાથી મેં એમ કર્યું. જ્યારે બાહુકે કોરા કુંભને મંત્રવડે જળથી ભર્યો, ને ઘાસ ફુંકી અગ્નિ પ્રગટ કર્યો ત્યારે દમયંતીને નિશ્ચય થયો કે તેજ નળ છે. ભીમકે એ સર્વ જાણ્યું ને પછી બાહુકને સભામાં બોલાવ્યો. ત્યાં એ પોતાના લગ્નસમારંભનું સ્થાન જોઈ ઘણો ખેદ પામ્યો ને નીચું ઘાલી બેઠો. એવામાં આકાશ વાણી થઈ કે હે નળરાજા, હવે તારૂં રૂપ પ્રકટ કર. પછી બાહુકે નાગનું સ્મરણ કરી તેનું આપેલું વસ્ત્ર પહેર્યું કે તે પૂર્વરૂપ થઈ રહ્યો. દમયંતી આદિ સર્વ પ્રસન્ન થયાં ને ઘણાં દાનધર્મ કર્યાં પછી નળરાજા અપાર સૈન્ય લઈ દમયંતી સહિત પોતાના દેશમાં આવ્યો ને પુષ્કરને બોલાવી કહ્યું કે મારી સાથે દ્યૂત રમ કે યુદ્ધ કર. નળે દ્યૂત રમી સર્વ રાજપાટ પાછું જીતી લીધું ને પુષ્કરની દયા જાણી તેને એક ગામ આપ્યું. પછી નળરાજા સ્વસ્થપણે ધર્મરાજ કરી કેટલેક કાળે દમયંતી સહિત સ્વર્ગે ગયો.

---

પ્રેમાનંદે નળાખ્યાનમાં પોતાના વર્ણનને રસમય અને રમુજી કરી શોભાવવા સારૂ પ્રસંગોપાત મહાભારતના વનપર્વના અધ્યાય ૫૨-૭૯ માં આપેલી નળની કથામાં વધારો તેમજ ફેરફાર કરેલો છે. નર્મકથાકોષમાંથી લીધેલી ઉપરની હકીકત મહાભારતને લગભગ અનુસરતી છે.

---

# ઉપયુક્ત પુસ્તકો

| નામ | કિમ્મત | તૈયાર કરનાર |
|---|---|---|
| ૧ વધૂબોધ | ૦–૬–૦ | દામુભાઈ ડાહ્યાભાઈ મહેતા |
| ૨ ગુજરાતી કહેવતો | ૧–૨–૦ | ,, |
| ૩ નીતિબોધ | ૦–૭–૦ | છગનલાલ ઠાકોરદાસ મોદી |
| ૪ પુત્રીશિક્ષા | ૦–૫–૦ | ,, |
| ૫ ઇરાવતી | ૧–૮–૦ | ,, |
| ૬ હિતવચનમાળા | ૦–૧–૦ | ,, |
| ૭ સામાન્ય જ્ઞાન પ્રશ્નમાળા | ૧–૦–૦ | ,, |
| ૮ સામાન્ય જ્ઞાન પ્રશ્નમાળા ના ખુલાસા. | ૩–૦–૦ | ,, |
| ૯ જ્ઞાન ગમ્મત (દર સટના) | ૦–૬–૦ | ,, |
| ૧૦ ગુજરાતના ઇતિહાસની વાતો | ૦–૪–૦ | ,, |

# નળાખ્યાન

## કડવું ૧ લું. રાગ કેદારો.

શંભુ સુતનું ધ્યાનજ ધરૂં, સરસ્વતીને પ્રણામજ કરૂં;
આદરૂં રૂડો નૈષધનાથ રે.

### ઢાળ

નૈષધનાથની કહું કથા, પુણ્યશ્લોક જે રાય;
વૈશંપાયન વાણી વદે, આરણ્યક પર્વ મહિમાય.
રાજ્ય હારી ગયા પાંડવ, વસ્યા દ્વૈત[1] વનમોઝાર;
એકલો અર્જુન ગયો કૈલાસે, આરાધ્યા ત્રિપુરાર.
પશુપતાકાસ્ત્ર પશુપતિએ આપ્યું, પછે ગયો સ્વર્ગમાહે;[2]
કાલકેત પુલોમા માર્યો, પંચ વર્ષ રહ્યો તાંહે.
યુધિષ્ઠિર રાય અતિ દુઃખ પામ્યો, ઉપન્યો ઉદ્વેગ;
પુનરપિ પારથ નહીં આવ્યો, ભાઈએ કીધો તાહાં નવો નેગ.

એહેવે સમે એક તાપસ આવ્યો, વૃહદશ્વ એવું નામ;
પૂજા કીધી પાંડવે, આપ્યો વસવાનો ઠામ.
ચાતુર માસ તાંહાં રહ્યાં, કુંતીસુત કરે સેવાય;
રાત રાતના વારાફરતી, પાંડવ ચાંપે પાય.[3]
એક વાર યુધિષ્ઠિર બેઠા, તળાંસવાને ચર્ણ;

---

૧. 'સ્વાતિક' ( પ્ર. ૬ )

૨. 'પશુપતાકા પશુપતિએ આપ્યું, પછિ ગયો સુરલોક; આધી વ્યાધી નહી જરા, જ્યાં નહી સંકટ ને શોક.' ( પ્ર. ૬ )

૩. 'રાતના રાતે વારા પરઠી, પાંડવ ચાંપે પાય.' ( પ્ર ૨, ૩ )

તે સમે અર્જુન સાંભર્યો, ભરાયું અંતસ્કર્ણ.
ધર્મરાયને ઋષિજી પૂછે, જળે ભીના પગ માહારા;
શે દુઃખે સતવાદી રાજા, નેત્રે ભરે જળધારા.[4]
ધર્મ કેહે સાંભળીએ સ્વામી, ઉઠી ગયો અર્જુન;
અવળાસવળા સાલે સવ્યસાચી, માટે કરૂં છૌં રૂદન.
ભીમસેનની પાસે જો હું, માગું દાતણુ પાણી;
અડબડતો જાયે રીસાવી, લાવે વૃક્ષ મોટું તાણી.
પ્રાતઃસામગ્રી નકુલ પાસે, કદાપી જો મેં માગી;
એક પોહોર તો વાર લગાડે,[6] એટલી કરે વરણાગી.
સહદેવને જો કામ દેઉં, સાધુ મંન ન આણે રોષ;
પણ મધ્યાન્હે ઘરમાંથી નીસરે, જોતો જોતો જોષ.
દક્ષિણ દિશાએ જોગણી જો, જાઉં તો દુઃખ પામું;
પૂર્વ દિશાએ પરવરૂં તો, તો ચંદ્રનું ઘર છે સાહામું.
એવી રીત તો ત્રણે ભાઈની, મુજથી નવ સેવાય;
દ્રૌપદીને મોકલું તો, હરણુ કરી કો જાય.
વણુ માગે વેળાએ આપે, જે જોઈએ તે આણી;
ફળ જળ મુખ આગળ લેઈ મેહેલે, તે તો ગાંજીવપાણી.
તેહના ગુણુ હું નથી વિસરતો, રહ્યો છૌં રૂદયા રાખી;
સુખ સંતોષ વિના છૌં સૂનો, મુનિ હું પારથ પાખી.
નિશ્વાસ મૂકી ધર્મ એમ પૂછે, કોહોને વૃહદશ્વ રૂખી;
વન વસવું ને વિજોગ પડીઓ, હું સરખો કો દૂખી.

૪. 'શું દુઃખ છે સત્યવાદી રાજા, નેત્રે વહે જળધારા.' ( પ્ર ૬ )

૫. 'આડાઅવળી સાલે છે, માટે કરૂં છૌં રૂદન' ( પ્ર. ૨ ) 'આડાઅવળા સાલે પારથ પાખે, માટે...' (પ્ર. ૩) 'આડા ઘા સાલે છે સબળા...' (પ્ર. ૪ ગ, ઘ) 'આડાઅવળા ઘાય મુજને, સાલે છે અનુદિન્ન.' ( પ્ર. ૪ ચ ) 'દુઃખ ઘણું સાલે હૃદયમાં...' ( પ્ર. ૬ )

૬. 'પહોર દિવસ ચઢિ જાય'...( પ્ર. ૬ )

રાજ્યાસન ધન ભુવન રિધ, તેહ હમો સર્વ હારી;[૭]
એહવું કોને હવું હશે સ્વામી, પીડા પામી નારી.
વળતા વાણી વદે વૃહદશ્વજી, શું આણે વૈરાગ;
નળ દુઃખ પામ્યો અરે પાંડવ, નથી તેહનો સોમો ભાગ.
રૂપ રાજ્ય ને ધન બળ તે, ન મળે નળસમાન;
અનેક કષ્ટ તેહના જેવું, કો ન ભોગવે રાજાન.
ભીમક કુમારી નળની નારી, રૂપ શું કહું મુખ માંડી;
તે રાણી જાહાં નહીં ફળ પાણી, નળે વનમાં છાંડી.
દાસી રૂપ ધર્યું દમયંતી, કુબડું થયું નળ ગાત્ર;
તેહેનાં દુઃખ આગળ યુધિષ્ઠિર, તાહરૂં દુઃખ કોણુમાત્ર.
કરજોડીને ધર્મ એમ પૂછે, કોહો મુજને રૂષિરાય;
ઘણું દુઃખ પામ્યો નળરાજા, શા કારણુ કહેવાય.
કોણુ દેશનો નરેશ કહાવે, કેમ પરણ્યો દમયંતી;
તે રાણી નળે કેમ છાંડી ને, કાંહાં મૂકી ભમયંતી.
ઉતપત્ય કોહો નળદમયંતીની, અથ ઇતિ કથાય;
દુખીઆનું દુઃખ સાંભળતાં માહારી, ભાગે મનની વ્યથાય.

વલણ

વ્યથા ભાગે મહારા મનની, કહે યુધિષ્ઠિર રાજાન રે;
વદે પ્રિય પ્રેમાનંદ તે, નળતણું આખ્યાન રે.

## કડવું ૨ જું. રાગ ગોડી.

વૃહદશ્વજી મુખ વાણી વદે, રાય યુધિષ્ઠિર ધરતા હૃદે;[૮]
નૈષધ નામે દેશ વિશાળ, રાજ્ય કરે વીરસેન ભુપાળ.

૭. 'રાજ્યાસન ધન ભવન રિધસિધ, સરવે બેઠા હારી.' (પ્ર. ૬)
૮. 'વૃહદશ્વ વાણી ઉચરે, રાય યુધિષ્ઠિર શ્રવણે ધરે.' (પ્ર. ૬)

તેહને સુરસેન બાંધવજંન, તે બેહુને એકેકો તંન;
તે રૂપે કુટડા જેવા કામ, નળ પુષ્કર બન્યોનાં નામ.[૯]
પછે નળને આપી રાજ્યાસંન, પિતા કાકો બન્યો ગયા વંન;
ચલાવે રાજ્ય નળ મહામતી, પુષ્કરને કીધો સેનાપતી.
જીત્યા દેશ વધારી ખ્યાત,[૧૦] શત્રુ માત્ર પમાડ્યા શાંત;
ભૂપતિ સર્વ નૈષધને ભજે, નળ પુષ્કરે કીધો દિગવજે.
પ્રજા સુએ ઉઘાડે બાર, ન કરે ચોરી ચોર ચખાર;
સત્યે યમપતિ કીધો સાધ, પુરમાંહે કોને નહિ વ્યાધ.[૧]
કનકે ભરીઆ છે કોઠાર, જેહવા ધંન તેવા દાતાર;[૨]
જાચકનાં દારિદ્ર કાપીઆં, નળે મુખ માગ્યાં ધન આપીઆં.
ભિક્ષુક કહે ભલું નળનું રાજ, ગયું દુઃખ હોલાણી દાજ;[૩]
કીર્ત્તિ થઈ નળની વિસ્તીર્ણ, જેમ સૂરજનાં પ્રસરે કીર્ણ.[૪]
પુણ્યશ્લોક ધરાવ્યું નામ, વૈષ્ણવ કીધું બાધું ગામ;
ઘેર ઘેર થાયે હરિકીર્તન, એકાદશી વ્રત કરે હરિજન.[૫]
ચારે વરણ પાળે નિજધર્મ, ધ્યાયે દેવ વ્યાપક પરિબ્રહ્મ;[૬]
નળે લીધો એટલો નેમ, માગ્યું દાન આપે કરી પ્રેમ.
જો આવે મસ્તક માગનાર, તો આપતાં ન લગાડે વાર;[૭]

---

૯. 'રૂપે કુટડા જેવો કામ, નળ પુષ્કર બેઉનાં નામ.' (પ્ર. ૬)
૧૦. 'દેશે દેશ જીત્યા કરિ ખ્યાત.'....................(પ્ર. ૬)
'જીત્યા દેશ વધારી ખ્યાત, નળે શત્રુ'...........(પ્ર. ૪, ૫)
૧. 'સત્યે યમને કીધો સાધ્ય, પુરમાં કોને ન વ્યાપે વ્યાધ' (પ્ર. ૬)
૨. 'કનકે ભરિયા બહુ કોઠાર, જેવું ધન તેવો દાતાર.' (પ્ર. ૨, ૬.)
૩. 'ભિક્ષુક...........દરિદ્ર ગયાં ઓલાઈ દાઝ.' (પ્ર. ૬)
૪. 'કીર્તિ............જેમ એક સુરજને ઘણાં કીર્ણ.' (પ્ર. ૪, ૨)
૫. 'મંદિર મંદિર હરિ કીર્તન, એકાદશી કરે સહુકો જંન.' (પ્ર. ૪)
૬. 'ચારે વર્ણ પાળે કુળ ધર્મ, ચાલે યજ્ઞાદિકનાં કર્મ.' (પ્ર. ૪)
૭. 'કોય આવે મસ્તક માગનાર, તે આપતાં ન લગાડે વાર.' (પ્ર. ૪, ૫)
'જો માગે મસ્તક માગનાર, તો આપતાં નળ ન લગાડે વાર. (પ્ર. ૪, ૫)

ઉત્તર દક્ષિણ પુરવ દશ,[૮] વીરસેનસુતનો વાધ્યો યશ.
ત્યારે પુષ્કરને થઈ અદેખાઈ, મુજથકી વાધ્યો પિતરાઈ;
નળને નમે પ્રજા સમસ્ત, એ આગળ હું પામ્યો અસ્ત.
એહેવું જાણી મન આણી વૈરાગ, ગયો વંન ઘર કીધું ત્યાગ;
નળનો વાર્યો તે નવ વર્યો, દારૂણ વનમાં પોતે પર્યો.
જઇને સેવ્યું પર્વત શૃંગ, તળે વહે છે નિર્મળ ગંગ;
શલ્યાનું કીધું આસન, પાનડાનું કીધું છત્ર રાજંન.[૯]
માનસી રાજ માંડયું વનતણું, કોકિલા ગાન કરે છે ઘણું;[૧૦]
આ મૃગ તે[૧] અશ્વ માહારે કારણે, દ્રુમ પ્રતિહાર ઉભા બારણે.
ભુંડ હસ્તી પૃથ્વી પરજંગ, એ રાજ કેમે ન પામે ભંગ;[૨]
કો લુટી લેવા આવી નવ ચડે, ઉઘાડે બાર ખાતર નવ પડે.
એણી પેરે માંડયું રાજ્યાસંન, અણચાલતે વશ કીધું મંન;[૩]
એ કથા એટલેથી રહી, નળરાજા શું કરતો તહીં.
જારે પુષ્કર ઉઠી વનમાં ગયો, ભાઇ વિના ભુપ એકલો રહ્યો;
નિષકંટક રાજ્ય એકલો કરે, ધર્મઆણ રાજાની ફરે.
માંગા મોકલે દેશ દેશના ભૂપ, નળ જોવડાવે કન્યાનું રૂપ;
શરીર કુળ માંહે કાહાડે ખોડ, કહે ન મળે કો મારી જોડ.

---

લીટી ૭૪ ની ઉપર પ્ર. ૨ માં નીચલી લીટી વધારે છે:—
'ભગવંત ઉપર કેવળ ભાવ, મન ચિત્ત હરિ સાથે દૃઢાવ.'
૮. 'દેશ' (પ્ર. ૨); 'પશ્ચ' (૪ ક. ૪ ચ)
૯. 'શલ્યાનું કીધું સિંહાસન, વૃક્ષપત્ર તે છત્ર રાજન.' (પ્ર. ૨)
'શલ્યાનું કીધું સિંહાસન, પત્રનું છત્ર ધરે રાજંન.' (પ્ર. ૬)
૧૦. 'કોકિલા સ્ત્રીનું ગાન... ... ...' (પ્ર. ૪. ૫)
૧. 'અશ્વતથઅશ્વ ... ... ...' (પ્ર. ૬.)
૨. 'ભુંડ હસ્તી પૃથ્વી પરસંગ, એ રાજ્ય મારૂં નવ થાએ ભંગ.' (પ્ર. ૬)
૩. 'એણીપેરે... ... ...અચળ તેણે વશ કીધું મંન.' (પ્ર. ૪)

બત્રીસ હોય લક્ષણ સંપૂર્ણ,[૪] તેહનું હું કરૂં પાણિગ્રહણ;
એમ કરતાં વહી ગયા દિન, એહવે આવ્યા નારદ મુંન.

**વલણ.**

નારદ મુનિ પધારીઆ, સુણ યુધિષ્ઠિર ભૂપાળ રે;
પછે વેણાપાણીએ કેમ મેળવ્યું, નળનું વેવીસાળરે.

## કડવું ૩ જું. રાગ રામગ્રીની દેશી.

એણીપેર બોલ્યા વૃહદશ્વ વાણીજી,નળને ઘેર આવ્યા વેણાપાણીજી ૯૫
વીરસેનસુતે દીધું માનજી, અર્ઘપાદ્યે પૂજ્યા ભગવાનજી.

**ઢાળ.**

પૂજ્યા નારદ આદર આણી, રૂદેમાં અતિ પ્રેમ;
એન્યો અન્ય પૂછીઓ, સમાચાર કુશળી ક્ષેમ.[૫]
રાજ્ય આસન નળનું દેખી, નારદ રૂખી એમ પૂછે;[૬]
પટરાણી નથી દીસતાં એ, કોહોની કારણ શૂં છે. ૧૦૦
આસને બેસવું રાણી વિના, તેહનો મોટો દોષ;
પછે પ્રતિઉત્તર વિચારી નળ, બોલીઆ ધરી શોષ.
નળ કહે તમો પ્રજાપતિના, પુત્ર વેણાધારી;
જાણતા હશો બ્રહ્માએ, મારે નિરમી છે કો નારી.
સપ્તદ્વીપ નવ ખંડ માંહે, કાંઈ કન્યા કોટાકોટ; ૧૦૫
રૂખી હું વરૂં એહવી નવ મળે, શકે છે કન્યાની ખોટ.
રૂપ તાંહાં કુળ નહીં, કુળ તાંહા નહીં ચાતુરી ચાલ;[૭]
કો સકળ લક્ષણ હોય પૂરણ, તો હું પરણું તતકાળ.

---

૪. 'અંશ વંશ લક્ષણ પૂરણ, તેહનું.'... ... ...(પ્ર. ૪, ૫)
૫. 'અન્યો અન્યે એ સમે, પૂછયું કુશળ ક્ષેમ' (પ્ર. ૬)
૬. 'રાજ્ય સુનું દેખી નળનું, નારદજી વળિ પૂછે.' (પ્ર. ૬)
૭. 'જહાં કૂળ ત્યાં રૂપ નહિ. રૂપ તહાં નહિ ચાલ.' (પ્ર. ૬)

નારદ રૂખી તવ ઓચર્યો, એમ ન કીજે ભૂપ;
તાહરા સરખું નવ મળે, કો શ્યામાનું સ્વરૂપ.
પણ તે કન્યા અલોકીક છે,[8] વેદ જેહને વરણે;
તે ઇંદ્રને ઇચ્છે નહીં, તો તૂંને કાંહાંથી પરણે.
નળ કહે ઓ મહામુનિ, તે કન્યાનું કોણ નામ;
કવણ રાયની દીકરી ને, કવણ તેહનું ગામ.
નારદ કેહે સકળ દેશ મધ્યે, ઉત્તમ વિદર્ભદેશ;
તાંહાં રાજ્યાસન કરે છે, ભીમક નામે નરેશ.
તેહને ઘેર એક તારૂણી, વજાવતી નામ નિદાન;[9]
પુણ્યદાન અપાર કીધાં, પણ પેટે નહીં સંતાન.
એહવે સમે એક દમન નામે, આવીઓ તાપસ;
આતિથ્ય કીધું તેહનું ને, જમાડ્યો ખટ રસ.
ઘણા દિવસની ગઈ ક્ષુધા, ને પામીઓ સંતોષ;
ત્રિકાળ જ્ઞાને જાણીઓ, રાણીનો વંઝાદોષ.[10]
પૂછીને તાંહાં ખરૂં કીધું, નિશ્ચે નહિ સંતાન;
કરૂણા આણી આપીઉં, રાયરાણીને વરદાન.
ત્રણ પુત્ર ને એક પુત્રી, હશે રૂપનાં ધામ;[1]
એંધાણી રાખજે એટલી, જે માહારે નામે નામ.
એહવું કહીને ઋષીજી, પામીઆ અંતરધાન;
કેટલે દિવસે રાણીને પછે, આવીઆં સંતાન.

---

૮. 'પણ એક કન્યા અલોકિક છે.' (પ્ર. ૪, ૫) 'એક કન્યા અલોકિક છે.' (પ્ર. ૬)

૯. 'તેહને...........વજાવતી નામ અભિધાન.' (પ્ર. ૪, ૫)
'તેને ત્યાં એક તારૂણી, વજાવતી નિદાન.' (પ્ર. ૬)

૧૦. 'ત્રિકાળ જ્ઞાનિયે જાણીઓ, રાણીને વંઝા દોષ.' (પ્ર. ૬)

૧. 'હશે રૂપ ઉદામ.' (પ્ર. ૬)

દમન દંતુ દુર્દમન, દમયંતી નામજ ધર્યાં;
હર્ષ પામ્યો ભૂપતિ, બાળક ચાર ઉછર્યાં.
દમયંતી જે દીકરી તે, મુખે વરણી ન જાય;
અંગ તણી તો ઉપમા, નળ કશીએ ન અપાય.[2]

વલણ

ઉપમા ન અપાયે નળ મેં, એમ બોલ્યા વેણુધારી રે;
નળ કહે નારદ પ્રત્યે, તેહનું રૂપ કહો વિસ્તારી રે.

## કડવું ૪ થું. આશાવરી.

નારદનાં વચન સુણી, બોલ્યા નૈષધધણી;
ભીમક તણી કુંઅરી છે, કેહેવી ફૂટડી રે.

ઢાળ

ફૂટડી કેહેવી દમયંતી, કોહો તેનું વીખાણુ;
નારદ કેહેરે સાંભળો, વીરસેન સુત સુજાણુ.
ગુણુ ચાલ ને ચાતુરી, અદ્ભુત સુંદર વેશ;
તેહને હું કેમ વર્ણવું, વર્ણવી ન શકે શેષ.[3]
બુદ્ધિ પ્રમાણે માનનીનું, કરૂં છું વરણન;[4]
જ્યમ સાગરમાંથી ચાંચ જળની, ભરે પક્ષીજન.
દમયંતીનો ચોટલો, દેખી અતી સોહાગ;
અભિમાન મૂકી લજ્જા આણી, પાતાળ પેઠો નાગ.
ભીમકસુતાનું વદન સુધાકર, દેખીને શોભાય;[5]

૨. 'તન વદન ને લોચને, ઉપમા કશી ન અપાય.' (પ્ર. ૪, ૫)
૩. 'તેને હું શું વરણવું, વરણવી ન શકે શેષ.' (પ્ર. ૬)
૪. 'વળી બુધ્યમાને માનુનીનું, કરૂં છો વરણન.' (પ્ર. ૪)
૫. 'દેખી નવ સોહાય.' (પ્ર. ૪) 'દેખીને સોહાય.' (પ્ર. ૪ ખ, ગ, ઘ, ચ.)

ચંદ્રમા તો ક્ષીણ પામી, આભમાં સંતાય.[૬]
સૃષ્ટિ કરતાં બ્રહ્માએ, ભર્યું તેજનું પાત્ર;
તે તેજનું પ્રજાપતિએ, ઘડયું દમયંતીનું ગાત્ર.
તેમાંથી કાંઈ શેષ વાધ્યું, ઘડતાં એરો પડિયો;
બ્રહ્માયે એકઠું કરીને, તેનો ચંદ્રમા ઘડિયો.
નળ કહે નારદને, એ વખાણભાવ ન પહોતો;
દમયંતી હમણાં અવતરી, ચંદ્ર[૮] પહેલો નહોતો.
નારદ કહે બ્રહ્મજીએ, સઉ પહેલી ઘડીને રાખી;
પણ પૃથ્વીમાં અવતારિ નહિ, ભરથાર એવા પાખી.
વિરંચિયે વદર્ભ નાંખી, ઉદય હવડે પામી;
તે જો અહિયાં અવતરી, તો નિર્મ્યો હશે કો સ્વામી.
નળ કહે આગળ વિસ્તારો, એ ભેદ મેં સાંભળિયો;[૯]
ચંદ્ર પહેલી ચતુરા, સંદેહ મનનો ટળિયો.
નારદ કહે સાંભળો રાજા, મીન ને મધુકર;[૧૦]
નેત્ર ભૃકુટિ દેખીને, જળ કમળ કીધાં ઘર.
નાસિકા વેસર દેખીને, કળાધર ને કીર;
તેણે અરણ્ય પર્વત સેવિયાં, ધારી શકયા નહિ ધીર.

---

૬. 'જોઈ જોઈને ચંદ્ર ક્ષીણ પામે, તે અભ્રમાં સંતાય.' (પ્ર. ૪)
૭. 'કાંઈએક શેષજ વાધીયું, ઘડતાં તે ગેરો પડીયો;'
વિરંચીયે એકઠું..............................(પ્ર. ૪)
૮. 'શું ચંદ્ર' (પ્ર. ૪)
૯. 'નળ કહે આગ્ર વિસ્તારે, ભેદ મેં સાંભળિયો.' (પ્ર. ૪)
૧૦. 'કહે નારદ સાંભળિયે રાજા, ખંજન મીન મધુકર;
નેત્ર ભ્રકૂટી જોઇ વન, જળ કમળ કીધાં ઘર.' (પ્ર. ૪)
૧. 'નાસિકાને વેણુ દેખીને, નાઠા કલાકર ને કીર; તેણે અરણ્ય સેવીયું, નવ્ય રાખીયું ધીર.' (પ્ર. ૨) 'નાસિકાવેસરને દેખી, નાહાઠા કલાકર ને કીર; તેણે વન ને પર્વત સેવ્યાં, નવ રખાઈ ધીર.' (પ્ર. ૪)

દમયંતીના અધર દેખી, પેટ વેધ્યું પ્રવાળી;
એ કામનીનો કંઠ સાંભળિ, કોકિલા થઈ કાળી.[2]
રસના વાણી સાંભળી, સરસ્વતીને આવ્યો વૈરાગ;
કુંવારી પોતે રહી, સંસાર કીધો ત્યાગ.
દંત દેખી દાડમ ફાટયું, કપોત સંતાડે મહોને;[3]
તે નાદ કરતો ફરે વનમાં, કહે દુઃખ કહું હું કોને.
દમયંતીના કુચ દેખી,[4] હાર્યું કુંજરકૂંભ;
તે હીંડતાં ચાલતાં હાથી, માથે ઘાલે ધૂળ.
હસ્તકમળથી કમળ હાર્યું, જળમાં કીધું ઘર;
ઉદર દેખી દમયંતીનું, સુકાયું સરોવર.

વલણ

સરોવર સુકાયું સાંભળી, નળરાય મનમાં રંજ્યા;[5]
દમયંતીની જંઘા દેખી, કેળ રહી કાકવંઝા.

## કડવું ૫ મું. રાગ સામેરી.

દમયંતી છે દોષ રહીતા, તેના ગુણની ગાઉં ગીતા;
નારદજી વાયક એમ બોલે, નહિ ઉપમા તારૂણીની તોલે;[6]
દમયંતી છે દોષ રહીતા, તેના ગુણની ગાઉં ગીતા. ટેક.
જોઈ ભીમકસુતાની કટી, સિંહની જાત વનમાં ઘટી;
હંસને પણ થઈ ચટપટી, ચાલ્ય ગોરીની આગળ મટી. દમયંતી.
શામા અંગની રોમાવળી, વનસ્પતિ દવે મરે છે બળી;

---

૨. 'કામનીના સ્વર થકી, કોકિલા બળી થઇ કાળી.' (પ્ર ૨)
૩. 'દંત દેખીને દાડેમ ફાટયું, ગ્રીવાથી કપોત સંતાડે મોહોને.' (પ્ર. ૪)
૪. 'દમયંતીના કૂચમંડળ દેખી.' (પ્ર. ૪)
૫. 'સરોવર સૂકાય ને કદલી લાજી વન માંહેરે;
દમયંતીની જંઘા દેખી, તે કહાવે કાગ વંઝારે.' (પ્ર. ૪)
૬. 'નારદજી વાએક બોલે, નહી કો તરૂણીને તોલે' (પ્ર. ૪)

તેનાં વસ્ત્ર રહ્યાં જળહળી, દેખી આભમાં પેસે વીજળી. દમયંતી.
પગપાનીથી હાર્યો અળતો, રહે અબળાને પગે લળતો;
નેપુરનો નાદ સાંભળતો, રહે ગાંધર્વનો સાદ બળતો. દમયંતી.
વરણુથી ચંપક નવ ભજીયો, માટે મધુકરે તેને તજીયો;
એવું રૂપ બ્રહ્માએ સર્જિયું, બીજું કોઈ નથી નિપજિયું.[૭] દમયંતી.
હવે સણગાર વખાણું સોળ, મંજન ચીર હાર તંબોળ;
ઉઠે સુગંધની કલ્લોળ, અંગે અગરજાના રોળ.[૮] દમયંતી.
શીશફૂલ રત્નરાખડી, શોભે ભમરમાં ચુની જડી;
ગોફણો રહ્યો અંગસું અડી, કટિમેખળાસુ પડે વઢી. દમયંતી.
ગળુબંધ કંઠે નવરંગ, મુગતાહાર છે બે સંગ;
શકે ગિરિ કરીને ભંગ, સ્તન મધ્યે વહે છે ગંગ.[૯] દમયંતી.
વાયે ઓઢણી રહિ છે ઉડી, ખળકે કંકણુ ને કર ચુડી;[૧૦]
રૂપે રતિ તો સંભ્રમે બુડી, એવી કોઈ મળે નહિ રૂડી. દમયંતી.
વાજે નેપુરકેરો ઝળકો, અંગુઠે અણુવટનો ઠણુકો;
અંગુળિયે વીછવાનો રણુકો, બોલે મધુર ઝાઝરનો ઝણુકો.
જેણે દમયંતી નવ જોઈ, તેણે ઉમ્મર એળે ખોઇ;
જાણે કાયા કનકની લોઇ, એવી જગમાં બીજી ન કોઈ.* દમયંતી.
જેમ નદીમાં ભાગીરથી, તેમ શામામાં સર્વથી;
ત્રણ લોકમાં જોડી નથી, જાણે સાગરથી કાઢી મથી. દમયંતી.
ઇંદ્રાદિક પરણુવા ફરે, મહિલા મનમાં નવ ધરે;[૧]

૭. 'સ્વરૂપ બ્રહ્માએ સરજીયું, એહેવું કોઈ નથી નીપજીયું' (પ્ર. ૪)
૮. 'ચંદન અરગજાના રોળ, ઉડે સુગંધીના કલ્લોલ.' (પ્ર. ૪)
૯. 'શકે ગિરિ શૃંગ કરી ભંગ, તે જાણે મધ્યે વેહે છે ગંગ.' (પ્ર. ૪)
૧૦. 'ખળકે કર કંકણુ ચૂડી.' (પ્ર. ૪)
*. 'જાણે કાયા કણકની લોઈ, એહવી ન હોશે કોઈ.' (પ્ર. ૪)
૧. 'ઇંદ્રાદિક પરણુવાને આફળે, પણ મહિલાનું મન ન મળે.' (પ્ર. ૪)

અશ્વનીકુમાર આગળ પળે, તે ના આવે આંખજ તળે. દમયંતી.
જ્યારથી એ પુતળું અવતરિયું, નારી માત્રનું માન ઉતરિયું;
દમ્યું જગત સ્વરૂપ ઉદે કરિયું, માટે દમયંતી નામ ધરિયું. દમયંતી.
જોગી થઇ તજ્યું હશે સર્વસ્ત, તીર્થ નાહ્યો હશે સમસ્ત;
ગાળ્યાં હશે હીમાળે અસ્ત, તે ગ્રહશે દમયંતીનો હસ્ત. દમયંતી.
વખાણ સાંભળી સબળ, રૂધિર અટવાયું પળ પળ;
નારદ પ્રત્યે બોલ્યો નળ, સ્વામી પરણવાની કહો કળ. દમયંતી.
નારદ કહે મારૂં કહેણુ ન લાગે, હું નવ જાઉં તારે માગે;
મને મોહના બાણુજ વાગે, બ્રહ્મચર્યવ્રત મારૂં ભાગે. દમયંતી.
એવું કહી પામ્યા અંતરધ્યાન, મોહ પામ્યો નળરાજાન;
લાગ્યું દમયંતીનું ધ્યાન, કામજ્વર થયો વહ્નિ સમાન. દમયંતી.
વૈદ મોટા મોટા આવે, વગડાની ઔષધિ લાવે;
તાપ કોઇયે ન સમાવે, મંત્રી કહે શું થાશે હાવે. દમયંતી.

વલણ

હવે શું થાશે કહે મંત્રી, વિચારે છે મન રે;
નીલાં વસ્ત્ર પહેરી અશ્વે બેશી, નળરાય ચાલ્યો વનરે.[2]

### કડવું ૬ ઠું. રાગ વસંત.

અનંગઅનળ તે નળને પ્રગટ્યો, ગયો વન વહ્નિ સમાવા;
હયે બેઠો ચિંતામાં પેઠો, લાગ્યો આકુળ વ્યાકુળ થાવા. અનંગ. ટેક
નીલાં વસ્ત્ર ને નીલો વાઘો, મૃગયાનો શણગાર;
અઘોર વનમાં રાયે દીઠું, માનસરોવર સાર. અનંગ.

---

૨. 'નીલાંબર પેહેરી હયે બેશી, નળ રાજા ચાલ્યો વંનરે.' (પ્ર. ૪)

૩. 'નીલાં વસ્ત્ર નીલો વાઝી, ધરી મૃગયાનો શૃંગાર; દૂર પંથે પોતો પ્રાક્રમ દીઠું, માનસરોવર સાર.' (પ્ર. ૨) 'લીલાં વસ્ત્રને લીલો વાઝી, ધરી મૃગયાનો શણગાર; દૂર પંથ પોહોતો તે પ્રાક્રમી, દીઠું માનસરોવર સાર.' (પ્ર. ૪)

સુભટ સાથે કોય મળે નહિ, એકલો[૪] ન પડે ગમ્ય;
હયથકો હેઠો ઉતરીને, વન જોવા લાગ્યો રમ્ય. અનંગ.
વૃક્ષ વાડ્ય ચારોળીનાં, ચંદન ચંપા અનંક;
નાનાવિધનાં પુષ્પને ભારે, વળિ રહ્યાં છે વંક. અનંગ.
મોગરો મરડાઈ રહ્યો ને, મગી અરણી ને મરેઠી;
આંબલિ આવળ ને અગથિયા, એખરા ને અરેઠી. અનંગ.
કદળીથંભ શોભે અતિ સુંદર, સાકર સરખી સેલડી;
લવિંગલતા ને લિંબુ વળી, વિરાજે વૃક્ષવેલડી. અનંગ.
નાળીકેરી નારંગી નૌતમ, નીચાં નમ્યાં બહુ નેત્ર;
ફોફળી ફાલસિ સુંદર દીસે, ખજુર ખારેકનાં ક્ષેત્ર. અનંગ.
પીપળા પીપળિ વડ ને ગુલર, દાડમડી ને પાલાશ;
અશ્વથિ ઉતરી નળરાજાએ, વન નિરખ્યું ચોપાસ. અનંગ.
જળ ફળ સબળ દેખી નળ હરખ્યો, ઉત્તમ આંબા સાખ;
બાબચિ બીજોરી ને ચિનિકબાલા, ઝુલે ઝુમખા દ્રાક્ષ. અનંગ.
સુંદર કુમુદનિ સરોવરમાંહે, વાયુ પ્રહારે નમંતી;
દેખી અનળ તે બમણો વ્યાપ્યો, સાંભરી દમયંતી. અનંગ.
શીતળ વાયુ વહ્નિ સરખો, લાગે રાયને તન;
નમ્ર વૃક્ષ છે કદળીનાં, તેને દેતો આલિંગન. અનંગ.
રંભન ચુંબન કરે કેળને, થડથી મરડી પાડે;
મુખથી શબ્દ કરે જેમ કોઈ, મોટો મેગલ ત્રાડે. અનંગ.
એવે સમે બહુ હંસ ત્યાં દીઠાં, સુવરણનાં છે અંગ;
તે દેખી દમયંતી વીસરી, ટળી ગયો અનંગ. અનંગ.
નહોતું દીઠું તે મેં દીઠું, આવ્યો દીસ અનુક્રમી;[૫]

---

૪. 'એકલાં.' (પ્ર. ૪)
૫. 'નોહોતું દીઠું તે મેં દીઠું, આંહાં આવ્યો દેશ અનુક્રમી.' (પ્ર. ૨)
'નોહોતું......જોઈ આહાવો દેશ અનુક્રમીં.' (પ્ર. ૪)

આવિ કનકની જાત પંખીની, બ્રહ્માએ ક્યારે નિરમી. અનંગ.
એકે હાથ પડે એમાંથી, પાળું પાસે રાખું;
રમાડું જમાડું એને, દુઃખ દહાડા ખોઈ નાંખું. અનંગ. ૨૪૫
શરપ્રહાર કરૂં જો એને, તો થાય નિધન;
ગ્રહણ કરવું જોઇએ જીવતું, ભૂપ વિમાસે મન.[૬] અનંગ.
એવે સકળ પંખીનો રાજા, દીઠો પૃથ્વીમાંય;
વૃક્ષતણે થડ નીદ્રા કરીને, ઉભો છે એક પાય.
તેને દેખી નળ મનમાં હરખ્યો, ભેદ કરી પરવરિયો;[૭] ૨૫૦
અંબર ઓઢી અંગ સંકોડી, શ્વાસરૂંધન કરિયો. અનંગ.
દ્રુમ થડ પુઠે નળ ભડ આવ્યો, બેશી આઘો ચાલ્યો;
લાંબો કર કરી લઘુલાઘવીમાં, પંખીનો પગ ઝાલ્યો. અનંગ.

ઉથલો

ઝાલ્યો પંખી ઉઠ્યો, નળને કીધા ચંચના પ્રહારરે;
પછે પોતાની વાણીએ કરી, કરવા લાગ્યો પોકારરે. ૨૫૫

કડવું ૭ મું. રાગ મારૂ.

હંસે માંડયો રે વિલાપ, પાપી માણસાંરે; શું પ્રગટયું માહરૂં પાપ. પા૦
એ કાળા માથાના ધણી, પા૦ જેને નિર્દયતા હોયે ઘણી. પા૦
એ તો જીવને મારે તતખેવ, પા૦ હવે હું મુઓ અશ્વમેવ. પા૦
ટુંપી નાખશે માહારી પંખાય, પા૦ મુને શેકશે અગ્નિમહાય. પા૦
કોણ મુકાવે કરી પક્ષ, પા૦ માહારે મરવું એહને ભક્ષ. પા૦ ૨૬૦
આ મજ સરખું રતંન, પા૦ તે એળે થાશે નિધંન. પા૦
ટળવળી મરશે માહારી નાર, પા૦ તે જીવશે કેહેને આધાર. પા.
ગ્રહ્યો નારીએ દીઠો નાથ, પા૦ ધાયો સહસ્ર સ્ત્રીનો સાથ. પા૦

---

૬. 'એહને ગ્રહણ કીધો જોઈએ જીવતો, રાય વિમાસે મન.' (પ્ર. ૪)
૭. 'તેને દેખી નળ મન હરખ્યો, મોણે મોણે પરવર્યો.' (પ્ર. ૪.)

નાથ[૮]ઉપર ભમે સ્રીવૃંદ, પા૦ ઘણું કરવા લાગાં આક્રંદ. પા૦
હંસીએ દીધો શાપ, પા૦ તારી સ્રી એમ કરજો વિલાપ. પા૦ ૨૬૫
હંસ નારીને કહે વચન, હંસી સાંભળોરે;
તમે જાઓ સર્વ ભુવન, આંહાંથી પાછાં વળોરે.[૯]
જે કાંઈ લખ્યું હશે બ્રહ્માય, હં૦ તે અક્ષર નવ ધોવાય.[૧૦] આં૦
કેમ છૂટીએ કર્મના બંધ, હં૦ આપણે એટલો હશે સંબંધ. આં૦
જો અણુઘટતું કીધું અમે, હં૦ મને વારી રાખ્યો નહિ તમે. આં૦ ૨૭૦
આપણે વસવું વૃક્ષ ને વ્યોમ, હં૦ આજ મેં નિદ્રા કીધી ભોમ. આં૦
જે થાએ થાનકભ્રષ્ટ, હં૦ તે પામે માહારી પેર કષ્ટ. આં૦
સર્વને દેઉછૌં શીખામણ, હં૦ તમે ધરણિ મા મુકશો ચર્ણ. આં૦
એમ કહેતો સ્રીને ભરથાર, હં૦ દેખી નળે કીધો વિચાર. આં૦
પંખી સર્વ પામ્યાં છે રોષ, હં૦ તે દે છે મુજને દોષ. આં૦ ૨૭૫
તમે હંસ ધરો વિશ્વાસ, હં૦ હું નવ કરવાનો નાશ. આં૦

વલણ

નવ કરવાનો નાશ એહેવી, વાણી નળે કહી રે;
વચન સુણી નળરાયનાં, હંસને વાચા થઈ રે.

## કડવું ૮ મું. રાગ મારૂ.

મનુષ્યની પેરે પંખી બોલ્યો, મુને મુકી જુઓ એક વાર;
પ્રાણદાન તું આપીશ તો, કાંઈ હુંએ કરીશ ઉપકાર.[૧] ૨૮૦
મૂક મુજને સર્વથા આ, રૂવે છે સહસ સુંદરી;
એહેને આસના વાસના કરીને, હું આવીશ તુજકને ફરી.

---

૮. 'નળ.' (પ્ર. ૬)
૯. 'તમે જાઓ સ્વર્ગ ભુવન, અહિથી પાછાં વળોરે.' (પ્ર. ૬)
૧૦. આ લીટી પ્ર. ૪, ૫ માં નથી.
૧. 'કાંઇ હુંએ કરીશ હપકાર.' (પ્ર. ૪, ૫)

વચન સુણી વીર વિસ્મે પામ્યો, અલ્યા હવે નહીં ચૂકું;
રૂપ ને વાણી બે ગુણ તુજમાં, મરતાં લગે નવ મૂકું.
હંસ કહે વિશ્વાસ આણો, અમો બ્રહ્માનાં વાહંન;
આકાશ અવની એક થાયે તો, જુઠું ન બોલું વચંન.
નળ કહે હું વીરસેનસુત છૌં, નૈષધ માહારૂં ગામ;
દેશપતિ ને ક્ષત્રી કેવળ, નળરાય માહારૂં નામ.
હુંથી વિઘ્ન થાયે નહીં, પ્રાણુની પેરે પાળું;
અમો રાજવંશીને રૂડું લાગે, તારૂં બોલવું રઢીઆળું.
ખટપટ ટાળો મરણુની ને, રખે આણો શોક;
એમ જાણી રોહો મુજ પાસે, જાવાની આશા ફોક.
પંખી કહે રે પુણ્યશ્લોક માહારી, માતા રોઈ રોઈ મરશે;
એકનો એક છૌં તેહને, માતા કોહોને જોઈ ઠરશે.
એક સહસ્ર રૂએ છે નારી, ઘેર ત્રણ છે પટરાણી;
માહારૂં બંધન જાણી સર્વકો, તતક્ષણ તજશે પ્રાણી.
વાહાલી સ્ત્રીએ પુત્ર પ્રસવ્યો, મેં તેહેનું મુખ નથી જોયું;
અરે નળ રાજા હું રંકનું તે,[2] સુતનું સુખ કાં ખોયું.[3]
આપણ બન્યો મિત્ર થયા તેહનો, સૂરજ દેવતા સાખી;
રૌરવ નરકે હું પડું જો, ન પાળું વાચા ભાખી.
ગુરૂદ્રોહી સ્વામીદ્રોહી, એ પાતિક લાગે મુજને;
જો નારીને મળી આવી, શીશ ન નમાવું તુજને.
ત્રાહે ત્રાહે કરી નળ બોલ્યો, મૂકું છું નિરધાર;
તું જાણે પરમેશ્વર જાણે, સમતણો વિચાર.
પ્રતિજ્ઞા માટે મૂકું છું, મળવાને તારી નાર;

૨. 'તેં' (પ્ર. ૪, ૫)
૩. 'અરે...હું રાંકનું તેં, સુતનું સુખડું ખોયું.' (પ્ર. ૬)

નહિ આવે તો શું કટક ચઢાવું, કે તુંને કહાડું ન્યાતબહાર.[૪]
એહવું વચન કહીને પછી મુકયો, હંસ ઉડયો આકાશ;
રૂદન મા કરશો એમ કેહેતો, આવ્યો પ્રેમદા પાસ.
સમાચાર કહ્યા શ્યામાને, સમજાવી સુંદરી;
વોળાવી નારીને પોતે, આવ્યો નળ કને ફરી.
જેમ કો અંધ આનંદ પામે, ફરી આવે લોચંન;
તેમ રાયનું હંસને દેખી, હરખ્યું અતિસે મંન.
ભૂપ કહે આ કાળને વિષે, પંખી બહુ સતવંત;
પ્રતિજ્ઞા પાળી પોતાની તુંને, વાહલા હશે ભગવંત.
હંસ કહે હો ભૂપતિ, સાંભળ માહારા મિત્ર;
બોલ્યું વાયક પાળીએ નહિ તો, કાગ ને અમો શો અંત્ર.

વલણ

અંતર શો અમો કાગ કરતા, મિત્ર જો અમારી પેર રે;
હંસ સાથે અશ્વ બેસી, નળરાય ચાલ્યો ઘેર રે.

## કડવું ૯ મું. રાગ દેશાખ.

નળરાજા મંદિર આવીઓ, સુભટ[૫] હંસ સાથે લાવીઓ;
સૈન્ય સઘળું સાહામું જાય, હંસને દેખી વિસ્મે થાય.
આ વસ્ત કાંહાંથી પામ્યા રાજાન, એણી પેરે પૂછે પરધાન;
નળ કેહે સરોવર માન, તાંહાંથી મુંને આપ્યો ભગવાન.
એ માહારે થયો છે વીર, એમ કહી આવ્યો મંદિર;
કનકનું કીધું પિંજર, હંસને રહેવાનું ઘર.
એકઠા બેસી બન્યો જમે, દ્યૂતક્રીડા તે રસિયા રમે;[૬]

૪. 'નહીં આવે તો કટક ચડાવી, ફેડું તારો ઠાર.' (પ્ર. ૪, ૬)
'નહિ આવે તો કટક ચડાવિશ, કઢાવું નાત્યબહાર.' (પ્ર. ૬)
૫. 'શુભ' (પ્ર. ૧)
૬. 'દ્યૂતક્રીડા સાથે રમે.' (પ્ર. ૪, ૫)

અન્યોઅન્ય કાઢી લે તંબોલ, મુખે વાણી કરતા કલ્લોલ.[7]
હંસવિના ન ચાલે ઘડી, પ્રેમ રહેણે પ્રીત જે જડી;[8]
અશોકવાટિકામાં એક વાર, બન્યો બેઠા ગુણભંડાર.
હંસે વાત મેહેની કરી, ત્યારે નળને દમયંતી સાંભરી;
ડીબો જાગ્યો અકસ્માત, નેત્રે કીધું આંસુપાત.[9]
હંસ પૂછે મારા વીર, તાહારે નયણે કાં વહે છે નીર;
નળ કહે શું પૂછે મૂને, એટલું સૂજ નહીં પડે તુંને.[10]
પરણ્યા કુંવારા ન જુઓ અમો,ઘરમાં ભાભી દીઠી હશે તમો;
હંસ બોલે ને કર ઘસે, મેં જાણ્યું ભાભી પીહેર હશે.[1]
તમો કુંવારા જાણ્યા માટ[2], શું પૃથ્વીમાં કન્યાનો દાટ;
પોતાની પાંખે લોહ્યું જળ, ખગે રોતો રાખ્યો નળ.
મરકલડું કરી મહીપતી, મિત્ર સાથે બોલ્યો વીનતી;
જે દહાડે મેં તમને ગ્રહ્યા, તે બોલ શું વીસરી ગયા.
તેં કહ્યું નળ મુક એક વાર, કાંઈ હુંએ કરીશ ઉપગાર;
ભાઈ તે બોલ્યું કહીંએ પાળશો, એ મોહોટું દુઃખ ક્યારે ટાળશો.[3]
વળતો હંસ કહે મહારાજ, હું સરખું કાંઈ સોંપો કાજ;

---

૭. 'મુખે વાણીના કરે કલોળ.' (પ્ર. ૪) 'મુખે વાણિ બોલે કલ્લોલ'. (પ્ર. ૬)

૮. 'પ્રેમરેણુશું પ્રીતડી જડી.' (પ્ર. ૬)

૯. 'ડુમો જાગ્યો... ...' (પ્ર. ૪ ક); 'ડુમો ભીંજ્યો અકસ્માત, નેણે કીધો આંસુપાત.' (પ્ર. ૬)

૧૦. 'એટલી સૂજ શું નહિ હોય તને.' (પ્ર. ૬)

૧. 'હંસ બોલ્યો ત્યાં કરને ઘસે, મેં જાણ્યું ભાભી પીયર પધાર્યાં હશે.' (પ્ર. ૪); 'હંસ બોલ્યો કરને ઘશી, મેં જાણ્યું ભાભી પીયર વશી.' (પ્ર ૬)

૨ 'તમો કુંઆરા ન જાણ્યા નાટ' (પ્ર. ૪, ૫,); 'કુંવારા નવ જાણું માટ' (પ્ર. ૬.)

૩. 'એ બોલ ક્યારે પાળશો, મોટું દુઃખ ક્યારે ટાલશો.' (પ્ર. ૬)

મહા કઠણુ જે કારણુ હશે, તે હું સેવકથી સરવે થશે.
નળ કહે તમો કરો સર્વથી, પણુ મારી જીભ ઉપડતી નથી;
કપરૂં કામ કેમ દેવાય, કદાપિ થાય કે નવ થાય.
ન થાય તો તમો પામો ખેદ, લાજે ઘેર નાવો વાયક વેદ;[૪]
હંસ કહે અમથો નવ વળું, હું રીસાવાનું નોહું પૂતળું.
ચૌદલોકમાં ગયાની ગત્ય, તાહારૂં કારજ થાશે સત્ય;
નળ કહે હો પંખીજન, શરીર સુનાનું ચાંચ રતન.
એહેવી તમારી દીસે દેહ, કાંહાથી વર પામ્યા ભાઈ એહ;
હંસ ભણે સાંભળ ઓ નળ, સરોવરમાં છે સોનાનાં કમળ.
નિત્ય ભોજન કરવું તેહ, જેવું જમવું તેવી દેહ;
પાળ પગથીએ જડયાં રતન, ચંચ ઘસું અમો પંખીજન.[૫]
તેહની વળગે છે રેખાય, માટે રત્નજહિત ચંચાય;
હવે મા પુછો આડી વાત, કામ શું છે કોહોની ભ્રાત.
નળ કેહે એક વિદર્ભ દેશ, કુંદનપુર ભીમક નરેશ;
તેહેને દમયંતી દીકરી, કારણુરૂપે તે અવતરી.

વલણુ

કારણુરૂપે તે અવતરી, વણુ દીઠે મોહ થયો અમને;
તે નારીસુ વેહેવા મેળવો, એવું માગું છો તમકને.

### કડવું ૧૦મું. રાગ સામગ્રી.

હસીને બોલ્યા વિહંગમ વાણીજી, ભ્રાત શું માગ્યું લજ્જા આણીજી;[૬]

---

૪. 'ન થાય......, લાજે ઘેર...વેદ' (પ્ર. ૪, ૫); 'ન થાય તો નવ પામશો ખેદ, લાજશો નહિ ઘેર આવજો વેદ.' (પ્ર. ૬)
૫. 'પંખીનાં ચિહ્ન' (પ્ર. ૪); 'પંખી ચિહ્ન.' (પ્ર. ૫)
૬. 'હસીને બોલ્યા વિહંગમ વાણીજી, સમરથ સાચો સારંગપાણીજી; બુધ તમારી નૃપ નહીં આગીજી, માગી માગીને શી એક માગીજી.' (પ્ર. ૪ ખ, ધ, ચ)

## ઢાળ

માગી માગીને શુંરે માગ્યું, એક દમયંતી નારી;
દેવકન્યા આણી આપું તો, કવણ ભીમક કુમારી.
વિદ્યાધરી ને કિન્નરી, ગાંધ્રવી તે રૂપનિધાન;[૭]
તે નારીના રૂપ આગળ, દમયંતી મૂકે માન.
કોટી કન્યા પરણાવું, પદ્મની ગૌર ગાત્ર;
તેની કાંતિ આગળ દમયંતી, તે દીસે દાસી માત્ર.
અતળ વિતળ સુતળ તળાતળ, રસાતળ પાતાળ;
ત્યાં પેસી નાગ કન્યા આણી આપું, કોણ ભીમકની બાળ.
નળ કેહે હું સકળ શ્યામા, પામ્યો પંખીરાય;
કોટી કારજ તેં કર્યાં મેળવ, વૈદર્ભીસુ વેહેવાય.
એક માસનો વાયદો, હંસે કર્યો સુજાણ;
ત્યારે નળ કેહે ત્રીસ દહાડા, ત્રીસ જુગ પ્રમાણ.
ત્યારે દિવસ આઠની અવધ કરી, કેહેતો ગયો ગુણવાન;
પીઠી કરજો રાજાજી, તત્પર કરજો જાન.
ભૂપ કેહે પ્રયાણ તે, હંસ મેં ન કેહેવાય;[૮]
હું તો તું વિના એહવો, પ્રાણ વિના જેમ કાય.
હવે એમ જાણી વિલંબ મા કરશો, રખે કરતા કોસુ સ્નેહ;
જો અવધ વટશે આવ્યાની તો, પડશે માહરો દેહ.
વિશ્વાસ આપ્યો વીરને, પછે પરવર્યો ખગેશ;
થોડે કાળે આવીઓ, જાંહાં વિદર્ભ દેશ.
ભીમકરાયના ઘરની વાડી, ત્યાં દમયંતીનું ધામ;
તે વાડી મધ્યે આવી હંસે, લીધું નળનું નામ.

---

૭. 'વિદ્યાધરી ને ગાંધ્રવી, તે હોય રૂપનિધાન.' (પ્ર. ૬)
૮. 'ભૂપ કહે આ પ્રાણ તે, હંસ નામે કહેવાય;
'હું તો તું વિના એવો સુનો, જેમ પ્રાણવોણિ કાય.' (પ્ર. ૬)

ચંદ્રમા મસ્તકે આવ્યો, પૂર્ણિમા મધ્યજામની;
સખી સાથે દ્યૂત રમે છે, દમયંતી જે ભામની.
તેણે સમે તાંહાં હંસલે, વિખાણ્યો નળરાજાન;
શબ્દ સુંદર સાંભળી, શ્યામાએ ધરીઓ કાન.
હરિવદનીએ હંસ દીઠો, બેઠો ચંપક છોડ;
આ શું સોનાનું સાવજું,[૯] થયું ઝાલવાનું કોડ.
શોભતું ને બોલતું કરે, નળની વિખાણ;
એ પંખી કર ચડે નહીં, તો તજું માહારો પ્રાણ.
અબળા હેઠી ઉતરી, ઝાંઝર કાઢયા તતકાળ;[૧૦]
હંસે દીઠી કામની, ત્યારે બેઠો નીચી ડાળ.
દ્રોડે આડી અવળી અંગના, કરે ઝાલવાનો ઉપાય;
હાથમાંથી હંસ નહાસે, ચપળ નવ ઝલાય.
પંખી કહેરે પ્રેમદા, અમો કમળના રહેનાર;
નળવિના કો ન ઝાલે તું, કોણ જે ગ્રેહેનાર.[૧]

**વલણ**

ગ્રેહનાર તું કોણ મૂર્ખી, તુને કાંહાંથી નળની શુદ્ધ રે;
વચન સુણીને વામાએ, વિચારી ઝાલવાની બુદ્ધ રે.

## કડવું ૧૧ મું. રાગ મારૂ.

ચતુર ભીમકની કુમારી, તેણે અકળીત વાત વિચારી;
નથી હંસ દેતો મને સાહવા, પણ નવ દેઉં એહેને જાવા.
પંખી ધીરે કમળને કાજે, હાથ આપ્યા મને મહારાજે;
જોગવાઈ જગદીશે મેલી, મહારી કમળ જેવી હથેલી.

---

૯. 'આ શું સોનાનું સાવજડું.' (પ્ર. ૬)
૧૦. 'અબળા તે હેઠી ઉતરી, કાઢયાં ઝાંઝર અંતરિયાળ.' (પ્ર. ૬)
૧. 'નળ વિના..........કોણ ગ્રેહે જે નાર.' (પ્ર. ૪, ૫)
'મને નળ વિણ કોઈ ન ઝાલે, તું કોણ ઝાલણહાર.' (પ્ર. ૬

શરીર સઘળું કહીંએ સંતાડું, પાણુ પંકજ એહેને દેખાડું;
પોતાનાં વસ્ત્ર દાસીને પેહેરાવી, બેઠી ચેહેબચામાં આવી.
મસ્તક મુકયું પલાસ પાન, વિકાસી હથેલી કમળ સમાન;
મધ્ય મુકયું જાંબુનું ફળ, જાણે ભ્રમર લે છે પીમળ.
પોતે નાસિકાએ ગણુગણુતી, ભામા ભમરાની પેરે ભણુતી;
હંસે હરિવદની જાણી, ન હોયે પંકજ પ્રેમદાનો પાણી.
એસું જઈ થઈ અજ્ઞાન, પરણાવવો છે નળરાજાન;
આનંદ આણી અંબુજ ભણી ચાલ્યો, બેસતાં અબળાએ ઝાલ્યો.
દમયંતી કહે શે ન નાઠો, હલ્યા ગાહુઓ થઈને ગાઠો;[2]
મુને દ્રોડાવી કીધી દૂખી, મુવા પહેલાં ન ઓળખી.
તારા અવગુણ નહીં સંભારૂં, મુને બાપના સમ જો મારૂં;[3]
હંસ કેહે શું જાઓ છો ફૂલી, નથી બેઠો હું ભ્રમે ભૂલી.
હુંમાં પ્રાક્રમ છે અતિઘણું, ચંચપ્રહારે તાહારા હસ્ત હણું;
દમયંતી કહે હંસ ભાઈ, તાહારે માહારે થઈ મિત્રાઈ.
અન્યો અન્ય તે બોલજ દીધો, હાથેથી મુકીને ખોળે લીધો;
તમો વિખાણુ કીધું સબળ, તે બીઆ કોણ છે નળ.
તેહેના કોણ માતને તાત, મુને વિખાણી કોહો વાત;[4]
હંસ બોલ્યે મુખે તવ હસી, અબળા દીસે ઘેલી કશી.
તેહેના ગુણ બ્રહ્મસભામાં ગવાય, નળ તે વિષ્ણુ આગળ વખણાય;
એ બીઆ મોટા ચતુરસુજાણ, જે હું નળની કરૂંરે વિખાણ.
નળ દીઠો નહીં તે નર રોઝ, સાંભળ્યો નહીં તે શ્રખડોજ;[5]
જોયો નહીં તેહેનાં લોચન કહેવાં, મોરપીછ ચાંદલીઆ જેવાં.

---

૨. 'દમયંતી કહે ઉડી કાં ન નાઠો, અલ્યા ગારૂવો થઈ શું ગાઠો.' (પ્ર. ૬)
૩. 'તોય અવગુણ નહિ વિચારૂં, બાપના સમ જો નહિ મારૂં.' (પ્ર. ૬)
૪. 'તેનાં કોણ દેશ માત તાત, તેની કહો વસ્તારીને વાત.' (પ્ર. ૬)
૫. 'નળ નહીં દીઠો તે રોઝ, તેના કાન તે શ્રખના ડોઝ.' (પ્ર. ૪, ૬)

એટલામાં મન વેહેવળ કીધું, ચિત્ત મહિલાનું આકરશી લીધું;
બેહુ કર જોડીને નમયંતી, હંસ પ્રત્યે કેહે દમયંતી.
હું પુછું છૈં બીહીતી બીહીતી, નળની કથા કોહો અથઇતિ;
છે બાળક વૃદ્ધ જોબનધામ,[૬] શે અર્થે નળ ધરાવ્યું નામ.
તમે આવડો જીભે વરણ્યો, છે કુંવારો કે પરણ્યો;
એહેવાં વચનને સાંભળી, ત્યારે હંસ બોલ્યો કળકળી.
નળ છે કુંવારો નથી કન્યા, છે બ્રહ્માનો મોટો અન્યા;
અમો કોટાનકોટ નારી નિરખી, ન મળે નળને પરણુવા સરખી.
એક વાર બ્રહ્માએ શું કરીઉં, સકળ તેજ એક પાત્રમાં ભરીઉં;
તે તેજનો ઘડયો નળરાયે, કાંઇએક રજ વાધી પાત્રમાંહે.
તેની એક થપોલી હવી, આકાશે ઉપન્યો રવી;
વાહાણે સાંજે નળ બાહેર નીસરે, તેજવંત વનમાં ફરે.
સૂરજ ઝાંખી કાહાડે કોર, વાહાણું સાંજ તેણે ટહાડો પોહોર[૭];
અદૃષ્ટ જ્યારે થાય રાજાન, નિશ્ચંત ભાનુ તપે મધ્યાહ્ન.

વલણ

મધ્યાહ્નને નળ જાય મંદિરમાં, સૂરજ તપે ઘણું;
હંસ કેહે હો હરિવદની શું, વિખાણુ કરૂં તે નળતણું.

## કડવું ૧૨મું. રાગ જેતશ્રી

હંસ ભણે હો ભામની, બ્રહ્માંડ ત્રણ જોયાં સહી;
નળની તુલના મેળવું પણ, મહીતળમાં તુલના કો નહીં;[૮]—તુલના૦

---

૬. 'છે બાળવૃદ્ધ જોબનધામ.' (પ્ર. ૪, ૬)
૭. 'સૂર્ય બિહિતો નાંખી કાઢે કોર, સાંજે વહાણે ટાઢે પોહોર;
ઘરમાં અદૃષ્ટ થાય રાજન, ત્યારે નિશ્ચે તપે મધ્યાન.' (પ્ર. ૬)
૮. 'પણ નળની જોડી મીઢલું, મહીતળમાં એવો કોઈ નહી.' (પ્ર. ૪ અ)
'પણ નળનિ જોડે મીઢલું, એવો મહિતળમાં કોઇ નહી.' (પ્ર. ૬)

જુગ્મ રવિસુત રૂપ, આગળ જાય નાખી વાટ;[૯]
ગંભીરતાએ વર્ણવું, પણ અર્ણવમાં ખારાટ;–તુલના૦
શીતળતાએ શશિ હાર્યો, મુકે કળા પામે કષ્ટ;
તેજથી આદિત ફરે નહાઠો, મેરૂ કેરી પૃષ્ઠ;–તુલના૦
ઐશ્વર્યે યુદ્ધે ઇંદ્ર હાર્યો, ઉપાય કીધા લાખ;
નળ આગળ મહીમા ગયો માટે, મહાદેવ ચોળે રાખ;–તુલના૦
નૈષદરાયના રૂપ આગળ, દેવને થઈ ચિંતાય;
રખે આપણી સ્ત્રિયો વરે નળને, સર્વે માંડી રક્ષાય;–તુલના૦
લક્ષ્મીનું મન[૧૦] ચંચળ જાણી, વિષ્ણુ મન વિમાસે;
પ્રેમદાને લેઈ પાણીમાં પેઠા, બેઠા શેષને વાંસે;–તુલના૦
હીમસૂતાને હર લેઈ નાઠા, ગયા ગુફામાંય;
સહસ્ર આંખ્ય ઇંદ્રે કરી, કરવા નારીની રક્ષાય;[૧]–તુલના૦
સિદ્ધબુદ્ધિને ધીરે નહીં, રાખે ગણપતિ અહોનિશ પાસ;
રૂષિપત્ની રૂષિ લેઈ નાઠા, જઇ રહ્યા વનવાસ;–તુલના૦
પાતાળમાં લેઈ પદમનીને, વસિયા વરૂણ તે ભૂપ[૨];
સ્વાહાને સાચવવા વહ્નિયે, ધર્યાં અડતાળીશ રૂપ;–તુલના૦
ચંદ્ર ને સૂરજ નાઠા ફરે છે, રખે વરતી નારી;
નારદજી આગળથી ચેત્યા, માટે રહ્યા બ્રહ્મચારી;–તુલના૦
હંસ ભણે હે ભામની, એમ સઉએ શામા સંતાડી;

---

૯. 'યુગલ રવીચંદ્ર રૂપ આગળ, નાખી જાય વટ;
ગંભીરતાસું વર્ણવું, હાર્યાં સમદ્ર ચંદ્ર ખટ.' (પ્ર. ૨)
પ્ર. ૪ ક માં 'રૂપ' નથી;
'જુગ્મસુત રવિરૂપ આગળ, જાય નાખી વાટ.' (પ્ર. ૪ ખ, ચ)

૧૦. 'ચિત્ત' (પ્ર. ૪)

૧. 'સહસ્ર આંખ ઇન્દ્રે કીધી, નારીને જતી જોવાય.' (પ્ર. ૪)

૨. 'પાતાળમાં લેઈ પદ્મનીને, વસ્યો વરૂણરાય;
સ્વાહાને સાચવા અગ્નિએ, ધરી અડતાળીશ કાય.' (પ્ર. ૪)

નળના વપુના વાનથી, સર્વે સૃષ્ટિ કષ્ટ પમાડી;[3]–તુલના૦
પુરૂષને અદેખાઈનું બળવું, નારીને દહે કામ;
અનલ પ્રગટ્યો સર્વને, માટે ધરાવ્યું નામ;–તુલના૦
જપ તપ વ્રત જેણીએ કર્યાં હશે, સેવ્યો હિમ પરવત;[4]
તે નારી નળને પરણુશે, જેણે કાશી મુકાવ્યું કરવત;–તુલના૦ ૪૬૫
બ્રહ્માજીની સૃષ્ટિમાં કો, ન મળે જાચક રૂપ;
નળને દાને દારિદ્ર છેદ્યાં, ભિક્ષુક કીધા ભુપ;–તુલના૦
ત્યારે નરમ થઈ દમયંતી બોલી, નિર્મળ નળ ભુપાળ;
જેમ તેમ કરતાં ભાઈ માહારો, તાંહાં મેળાવ વેવીસાળ;–તુલના૦
હંસ કહે ફોકટ ફાંફાં જેમ, વામણો ઈચ્છે આંબાફળ; ૪૭૦
તેમ તુજને ઈચ્છા થઈ, ભરતાર પામવા નળ;–તુલના૦
હજાર હંસ હું સરખા ફરે છે, નૈષધપતિના દૂત;
અપકરી પરણાવીએ, તો તું સરખું કંઈ ભૂત;[5]–તુલના૦
વચન સુણી વિહંગનાં, અબલાએ મુકયો અહંકાર;
ભુંડા એમ શું મને નિર્ભ્રંછાં, આપણે મિત્રાચાર;–તુલના૦ ૪૭૫
સ્નેહ તે સત્કર્મનો એમ, વદે વેદ ને ન્યાય;
એમ જાણી પરણાવ મુજસું, લાગું તાહારે પાય;–તુલના૦

વલણ

પાયે લાગું, ને નળ માગું, હવે આવી તારે શર્ણેરે;
નહીંતર પ્રાણ જાશે માહારા, ને પીંડ પડશે ધર્ણેરે.

## કડવું ૧૩ મું. રાગ વેરાડી

હંસ ભણે હો ભગની માહારી, ભીમક રાજકુમારી; ૪૮૦
નિશ્ચે નળ તુજને પરણાવું, મને દયા આવે છે તાહારી. હંસ ભણે૦

---

૩. 'નળ તેજ ગુણ બળરૂપથી, સર્વ સૃષ્ટિ કષ્ટ પમાડી.' (પ્ર. ૪)
૪. 'જપતપ વ્રત જેણીએ કર્યાં હશે, સેવ્યો હશે પરવત.' (પ્ર. ૪)
૫. 'એપ કરી પરણાવીએ, અંતે તુજ સરીખું ભુત.' (પ્ર ૬)

અમો મળતાંને પ્રાણુજ આપું, પુરૂં મનની આશ;[૬]
તાહારો મોહ લગાડું નળને, નાંખી ઉંચા નીચા પાશ. હંસ ભણે૦
એક જડીબુટ્ટી[૭] સુંઘાડું નળને, તતક્ષણ થાશે ઘેહેલો;
આફુણીએ આંહાં આવીનેરહેશે, વેહેલોસર્વથી પેહેલો.[૮] હંસભણે૦
નળને તું નિરધાર પરણશે, એ માહારો સંકેત;
રખે ત્યાર પેહેલી કોને વરે, પછે હું થાઉં ફજેત. હંસ ભણે૦
આવશે નળનાં રૂપ લઇને, દેવતા મોટા ઘાતી;[૯]
પણ તપાસે વરીશ મા, રખે ડાહી થઈ વહાતી. હંસ ભણે૦
નળ અમરમાં વહેરો શું છે, ઓળખાવ્યો તે વેશ;[૧૦]
દેવ રહેશે અંતરિક્ષ ઉભા, નવ મળે નીમેષ.[૧] હંસ ભણે૦
સ્વયંવર તું ઘેર રચાવે, વળી કરે એક વાનું;
તારો પિતા નોહોતરૂં મોકલે, તું પત્ર લખજે છાનું. હંસ ભણે૦
હંસરાયનાં વચન સુણીને, વામા કરે વિદાય;
જાઓ કહું તો જીભ કાપું, ગયા વિના કામ ન થાય. હંસ ભણે૦
હોરે વિહંગમ હોરે વિહંગમ, મારો વિરહનો વહ્નિ સમાવો[૨];
વીરસેનસુતને વીવા અરથે, વીરા વહેલા વહેલા લાવો. હોરે વિ૦
તારા વ્હોણી નળનો વિજોગ છે, હું એ બે દુઃખે દુઃખાળી;[૩]
અન્ન ન ભાવે નિદ્રા ન આવે, મેલાપ તમારા ટાળી. હોરે વિ૦

૬. 'અમો મત્યાને પ્રાણ આપીએ, પૂરિયે મનની આશ.' (પ્ર. ૬)
૭. 'જડી મૂળી' (પ્ર. ૪, ૫, ૬)
૮. 'આપુરો આવી રહેશે ઉભો, વેલો સરવથી પેહેલો.' (પ્ર. ૬)
૯. 'આવશે નળનાં રૂપ ધરીને, છે દેવ મોટા ઘાતી.' (પ્ર. ૬)
૧૦. 'નળ......વેશે શો છે, ઓળખાવું તે વેશ.' (પ્ર. ૬)
૧. 'દેવના વીરજ વસ્ત્ર તે અંત્રિક્ષ ઉભા, નવ મળે નીમેષ.' (પ્ર. ૪, ૫)
'દેવ......ન મળે મેષોનમેષ.' (પ્ર. ૪)
૨. 'મારા તનનો તાપ સમાવો.' (પ્ર. ૪)
૩. 'તાંહારી વોણી નળને વિજોગે, તેણે દુઃખે હું બાળી.' (પ્ર. ૪)

વિશ્વાસ આપીને વાત વેહેવાની, રખે જાતા વિસરી;
સ્વયંવરમાં નળ નહીં આવે તો, પ્રાણ જાશે નીસરી. હોરે વિ૰
જો તમો નાથ આણી નહિ આપો, તો કોણ આપશે વળતું;
મોટું પૂણ્ય છે મનુષ્ય રાખ્યાનું,[૪] અનંગ અગ્નિથી બળતું. હોરે વિ૰
માત તાતને સગા ભાઈ હું, તેહેને લાજું કહેતી;
કેમ કહું નળને પરણાવો, મુને સરવે કહે અલેતી. હોરે વિ૰
ગુહ્ય વાત[૫] તે મિત્રને કહીયે, વાહાલાની હોય ચોરી;
વણ રોગે આ વપુની વેદના, તું હંસ જાણે મોરી. હોરે વિ૰
તાહારી આશાસૂત્રનો તંતુ, પ્રાણ રહ્યો છે વળગી;
વેહવા વાત મિથ્યા સાંભળતાં, દેહ થાશે પ્રાણથી અળગી. હોરે વિ૰
વિશ્વાસઘાતનું પાપ છે મોહોટું, તમો ડાહ્યાને શું કહીએ;
વૃદ્ધની વાત કરી જાઓ છો, નથી કીધી નાને છૈએ. હોરે વિ૰
હંસ કહે હો ભામનિ, નિશ્ચે રહે તું વિશ્વાસે;
એમ કહીને ખગ તાંહાંથકી, ઉડી ગયો આકાશે. હોરે વિ૰
આવી મળ્યો નળ રાજાને, વાત કહી જે વીતી;
સમાચાર કહ્યો જઈ હંસે, નળને અથઇતિ. હોરે વિ૰
પંખી કહે પુણ્યશ્લોકજી, વીતી વાત શું કરૂં;
દિન દશ પાંચમાં આવ્યું દેખશો, પરણ્યાનું નોહોતરૂં. હોરે વિ૰

વલણ

નોહોતરૂં આવશે સ્વયંવરનું, હંસે વાત નળને કહી;
વેવિશાળ મળ્યું, ફ્રત ફળ્યું, તેમાં કાંઈ સંદેહ નહીં રે.

---

૪. 'મોહોટું દુઃખ છે મન રાખ્યાનું.' (પ્ર. ૪)
'મોહોટું દુઃખ છે મન વશ રાખ્યાનું.' (પ્ર. ૪ ખ, ચ)
૫. 'ગુંજની વાત.' (પ્ર. ૪)

## કડવું ૧૪મું. રાગ મલ્હારની દેશી.

બન્યો મિત્રો મળીને બેઠા, પૂછે નળ ભૂપાળજી;
વીર વિહંગમ કહોને વારતા, કેમ મેળવ્યો વેવિશાળજી.
ગામ ઠામ ને રૂપ ભૂપ ગુણ, ગોત્ર ને આચર્ણજી;
સર્વાંગે સંપૂરણ શ્યામા, માન્યું તાહારૂં અંતસ્કર્ણજી.
કેમ ગયો કેમ દૂત થયો, વાત કહો મુને માંડીજી;
તે કન્યા કેમ બોલી તુજ સાથે, લજ્જા મનની છાંડીજી.
પંખી કહે સાંભળીએ સ્વામી, કન્યા વર્ણન વિવેકજી;[૬]
શેષ છેક ન પામે સ્તવતાં, શું કહું જીવ્હા એકજી.
કુંદનપુર તે કુંદન જેવું,' જોતાં મોહ ઉપજાવેજી;
વૈકુંઠ ત્યાં આણ્યું પ્રસ્થાને,[૮] અમરાપુરીને લજાવેજી.
ચારે વર્ણ ધર્મને પાળે, જે પોતાનાં કર્મજી;
સુખનિવૃત્ત નિરભે પ્રજા ને, આણ ભીમકની ધર્મજી.
આનંદ ઓછવ ને હરિસેવા, ઘેરઘેર વાજીંત્ર વાજેજી;
વાસવ વિષ્ણુ વિરંચી ઇછે, વાસ સુખને કાજેજી.
વિદ્યા મુકાવી નિશાચરની, તે શીખ્યા દીશાચર કામજી;
જુગ્મકપાટ વિજોગ પુરમાં,[૯] જુઆં રહે અષ્ટ જામજી.
કર્મત્યાગ પારધીએ કીધાં, ગુણકાએ ગ્રહી લજ્જાજી;
ઉચ્ચાટ એક અધર્મીને વર્તે, સકંપ એક ધ્વજાજી.
ભુવન ભવ્ય ભૂપ ભીમકનાં, ભુવન ત્રણ વ્યતિરેકજી;
ઘરની વાડી પરમ મનોહર, મધ્યે અવાસ છે એકજી.

---

૬. 'કન્યા વરણ વિવેકજી.' (પ્ર. ૨. ૬)
૭ 'કુંદન કેરૂં' (પ્ર. ૪. ૫)
૮. 'શું વૈકુંઠ આણ્યું પૃથ્વીમાં.' (પ્ર. ૬)
૯. 'યુગ્મ કપાટી વિયોગીપુર માંહાં, જુયા રહે અષ્ટ જામજી.' (પ્ર. ૨)
'જુગ્મ કપ ટ વિજોગીપુરમાં......' (પ્ર. ૬)

અમભોમ ને વ્યોમ સમાને, ફરતી બારી જાળીજી;
દશ સહસ્ર નારી આયુધધારી, કરે કન્યાની રખેવાળીજી.
ચંદન ચંપક ચારોળી ને, વટ વાળો વેલડીજી;
ફણુસી ફોફળી ને શ્રીફળી, આંબાં સાખ સેલડીજી.[10]
બીલી કોઠી દ્રાખ દાડમી, નારંગી ને નેત્રજી;
અખોડ ખજુર ને લવંગલતા, બહુ ખારેકનાં ખેત્રજી.
શીતળ જળાશય કમળ કેતકી, કુસુમ પૂરણ કુંજજી;
મળીઆગર મોગરા માલતી, ખટપદ ગુંજા ગુંજજી.
વેલ વળી એખરો કળી, શીતળ વાય સમીરજી;[1]
વયણ પંખી રયણ બોલે, ડોલે રાજા ગીરજી.
સાગ સીસમ ને સરધુઓ, સાદડીઆ તાલ તમાલજી;
કરેણ કામ બાબચી બદ્રિકા, જાવંત્રી જાયફળજી.[2]
વાડ વાટિકા વંક વેલામણી, કેળ વંન બીજોરીજી;[3]
બેલડીએ સાહેલડી વળગી, હીંડે ગુણવંત ગોરીજી.
તે વનમાંહે હું ગયો ને, હવો હર્ષ પૂર્ણજી;
વૃક્ષજુથમાં પેસી બેઠો, ગોપવીને ચર્ણજી.
દાસી સર્વ થઈ નિદ્રાવશ, ઇંદુ આવ્યો માથેજી;
દમયંતીએ દ્યૂત આરંભ્યું, માધવી સખી સાથેજી.

---

૧૦. 'અઢાર ભાર વનસ્પતિ શોભીત, સાકર સરખી શેલડી.' (પ્ર. ૨)
૧. 'કનેર ને વળી કેવડો, નાળીકેર ભરીયાં નીરજી;
તહાં રયણ પંખી વયણ બોલે, નવ રહે રાજા ધીરજી.' (પ્ર. ૨)
'વેણ રેણ બોલે કોકીલા, શોર મોરના થાયજી;' (પ્ર. ૪ ખ, ચ)
'વેલા વાલોળ પરવળના વળિ, શીતળ વાય સમીરજી;
રેણિયે પંખી વાણી બોલે, ડાલે ગેર ગંભીરજી.' (પ્ર. ૬)
૨. 'કરેણુક બાબચીની ને બદ્રિફળ, જાવંત્રીને જાયફળજી.' (પ્ર. ૪ ખ)
'કણેર બાબચિ બદામ બદ્રી, જાવંત્રી જાયનાળજી.' (પ્ર ૬)
૩. 'વાડ વાટિકા વાંક વલામણ, કેનલ વંન બીજોરીજી.' (પ્ર. ૨)

તેણે સમે મેં તમો વર્ણવ્યા, શ્યામાએ ધરીઆ શ્રવણજી;
જોતી બાળી અટાળીએ આવી, જોતી નેત્રે તીક્ષણજી.
પાસે દાસી બન્યો રાખી, ચતુરા ચોદશ ભાળેજી;
આ વનમાં કોઇ જન આવ્યો છે, બોલી કરે આ કાળેજી.

વલણ

આ કાળે બોલી કોણ કરે છે, જુઓ વનમાં ફરીફરી;[4]
હંસ કહે હું હવો વિસ્મય, શું વખાણું એ સુંદરી.

## કડવું ૧૫મું. રાગ ધનાશ્રી.

ભૂપ મેં દીઠી ગર્વઘેલડી, સખી બે મધ્ય ઉભી અલબેલડી;
કદળી સ્થંભ જુગલ સાહેલડી, વચ્ચે વૈદર્ભી કનકની વેલડી.

ઢાળ

વેલ જાણે હેમની, અવેવ ફૂલે ફૂલી;
ચકિત ચિત થયું માહરૂં, ને ગયો દૂતત્વ ભૂલી.
સામસામા રહ્યા શોભે, વ્યોમભોમ્ય બે સોમ;[5]
ઇંદુમાં બિંદુ બિરાજે, જાણે ઉડગણ ભોમ્ય.
ઉભે અમિનિધિ કીરણ પ્રગટ્યાં, કળા થઈ પ્રકાશ;
જ્યોતે જ્યોતથી સ્થંભ પ્રગટ્યો, શું એથી થંભ્યો[6] આકાશ.
કામનીનો ધમ્મીલ લેહેકે, ગોફણો શોભાવી રક્ષે;[7]
શકે ધરાધર વાસ લેવાને, ચડ્યો ચંદન વૃક્ષે.

---

૪. 'આ કાળ વાણી વદે કોએક, જુએ વનમાં ફરી ફરી;
હંસ કહે હું થયો હતવત, શું વર્ણવું તે સુંદરી.' (પ્ર. ૪)
૫. 'સાહામ સાહમી હવી શોભા, વ્યોમ ભોમે સોમે.' (પ્ર. ૪)
૬. 'દહ્યું.' (પ્ર. ૪) 'દહ્યો.' (પ્ર. ૬)
૭. 'કામનીનો પરિમલ મેહેકે, કળા શોભે લક્ષ;
શકે ધરાધર વાસ લેવા, ચડ્યો ચંદન વૃક્ષ.' (પ્ર. ૪)

કુરંગ મીનની[૮] ચપળતા, શું ખંજન જાળે પડિયાં;
નેત્રઅણિઅગ્રે શ્રવણ વીંધ્યા, સોય થઈ નીમડિયાં.[૯]
શકે નેત્ર ખેત્ર છે મોહનું, ડોડાળાં અંબૂજ;
ભ્રુવ શરાસન દૃષ્ટિ શર, હાવ ભાવ બે ભૂજ.
ગળસ્થળ નારંગ ફળશા, આદિત્ય ઈંદુ અકોટી;
અધર પ્રવાળી દંત કનકરેખા, જીભ્યા જાણે કસોટી.[૧૦]
કીર આનનપર શ્રીખંડ શોભે, કોયલ બોલે અણછતી;[૧]
વનલતાપર પંખી બેઠા, નવ રહેવાયું મારી વતી.
અધરરસ પર શ્વેત બિંદુ, મેં જાણ્યું કરૂં ગ્રાસ;[૨]
ઉદર સર આભરણ અંબુજ, જઈને પૂરૂં વાસ.
નાભી નીકટ મેખળા, રહે ગમન સાથ અમારો;[૩]
રોમાવળિ દ્રૂમ કુચ ટોડા, ઉરમંડળ શું ઉવારો.
અંગ રંગ તરંગ યૌવન, જોતાં તૃપ્ત ન થઇએ;
ક્ષુધા તૃષા પીડે નહીં, રૂપસુધામાં રહિયે.[૪]
કચભૂષણ કદળી પત્ર ઉપર, શબ્દ તેનો ઉઠે;[૫]

૮. 'કુરંગ દગની.' (પ્ર. ૪)
૯. 'નેત્ર અગ્રે શ્રવણ વેધ્યાં, સોઇ થઈ નીવડ્યાં.' (પ્ર. ૪)
૧૦. 'રક્ત હેમ અધર દ્વિજ હીરા, સૂત્રહાર કસોટી.' (પ્ર. ૪)
'દંત હેમ અધર બીજ, જીહ્વા જાણે કસોટી' (પ્ર. ૪ ખ, ચ)
૧. 'કીરઆનન પર શીખંડી શોભે, કાળી બોલે અણછતી;
'લતા ઉપર પક્ષી દીઠાં, નવ રહેવાયું મારી વતી.' (પ્ર. ૪)
૨. 'અધર સ્પર્શિત સ્વાતી બિંદુ, મેં જાણ્યું કરૂં ગ્રાસ;
ઉદર સર આભ્રણ અંબુજ, જઈ સદા પૂરૂં વાસ.' (પ્ર. ૪)
૩. 'નાભી નિરજ પાલ મેખલા, રેહે ગમન સાથ અમારો:
રોમાવળી દ્રુમ કુચ ડોડલા, ઉરમંડળ ઓવારો.' (પ્ર. ૪)
૪. 'સરૂપ સરમાં રહીયે.'
૫. આ પાઠ પ્ર. ૨, ૩ ને ૪ માં છે.
'કુચ ભૂષણ કદળી ઉપરે, શબ્દ તેનો ઉઠે;
ન બોલે પંચો પણ પ્રહર થાતે, લાગ્યો યૌવન પુઠે.' (પ્ર. ૬)

તાં બોલે પંચાનન પ્રહારથી, શું લાગો મેગલ પૂઠે.
કેળશાખાએ જલજ જુગમ ચડયાં, ગજ એથી પામે ખેદ;
યુગમ અંબુજ તાંહાં મળીયાં, મળ્યા મધુકર વેદ.
સ્કંધ પદના તે કદળી સરખા, ખટ તોયજ તોય પાખે;[6]
સુદ્ધ બુદ્ધ નવ રહિ મારી, હું બોલી ઉઠયો અભિલાખે.
વદી વાણી વ્યોમચરની, પડ્યો મુરછા ખાઈ;
હાટક રૂપ દેખી સખિ સાથે, મુજને આહાવા ધાઈ.
મોહવારૂણી પી પડયો, કન્યાએ ગ્રહ્યો આવી;[7]
ભુજ અંબુજ મેં પણ ભેધાં, તોયે મન ના લાવી.
નાત ગામ ને નામ પૂછયું, સ્વામી તારો કૂણ;
રટણ રસનાયે કરી બાધી, એવો વરણ નિપૂણ.
સ્વામી નળ ને વરણુન નળનું, દૂત નળનો છુંય;[8]
ગિરિ તરૂવર કે ધાતુ ફૂળ કે,[9] કુસુમ નળ તે શુંય.

---

'કુંચન ભૂષણ...' (પ્ર. ૪ ખ, ચ)
'કચ ભૂષણ કટી ઉપરે, શબ્દ તેનો ઉઠે;
ન બોલે પંજો પણ પ્રહર થાતાં, લાગ્યો યૌવન પુઠે.' (બુદ્ધિ પ્રકાશ, ૧૮૭૧ ના જુલાઈ)

૬. 'સ્થંભ વદને કદલી સરખા, ખટ તોયજ તોય પાખે;
સુધી બુધી ન રહી માહારી, બોલી ઉઠો અભીલાખે.' (પ્ર. ૪)
'સ્કધ વદન કદળી સંખ્યા, ખટનો અજ એ પાંખે;' (પ્ર. ૪)
'સ્કંધ વદન કદલી શાખા, ખટ નવ જતો એ પાખે;' (પ્ર. ૪ ચ)
'સ્કંધપદ તે કદળી સરખા, ખસતો જતો તે પાસે.' (બુદ્ધિ પ્રકાશ, ૧૮૭૧ ના જુલાઇ)

૭. 'મોહ વારૂણી પાઇને પાડયો, કન્યાયે ગ્રહ્યો આવી;
ભુજ અંબુજમાંહાં પર ભેટ્યાં, તોડે મન ન લાવી.' (પ્ર. ૪)

૮. 'હુંય' (પ્ર. ૪, ૬)

૯. 'ગિરિ તરૂવર ધાતુ ફળ જળ.' (પ્ર. ૪)

પ્રાણ નળ કે ઉદર નળ, કે જળ નળ એહનો;
રહે તુજ મળ્યે કાંતિ કમળે,[10] એ વરણ તેની દેહનો.
પર અગ્ર વૃશ્ચિક આંકડો, ભેદ્યું નિજ ભુજતળ;[1]
શકે તારા નાથનિ એવી, કાયા છે કોમળ.
શબ્દ શુણિ સામાતણો, હું સહિ રહ્યો તે કાળ;
તમ પ્રતાપે તારૂણીને, મેં નાખી મોહજાળ.
અમૃતઘટ થાયે જો ઊણો, અમર પાન જ્યારે કરે;
વૈદર્ભીની વાણી સુધા જાણી, લેઈ કુંભ પૂરો ભરે.
વિનતાવદન વિધિયે કીધું, સાર શશીનું લીધું;
નક્ષત્રનાથને લાંછન ભાસે, કલંક લાગટ કીધું.
ગ્રહેશ ને શરવરીપતિ તે, ગોપ્ય ઉભા ફરે;
વૈદર્ભીના વક્ત્ર આગળ, અમર તે આરતી કરે.
કુચસમુહની રાવ કરવા, વિધિ કને કળાધર ગયો;
કર અધર ચંદ્ર કાઢયો ઠેશે, તે અદ્યાપિ અંતરિક્ષ રહ્યો.
સંસાર સર્વનું સાર લીધું, દિવ્ય દેહડી થવા;
ઘડી દમયંતી ને ભુજ ખંખેર્યા, તેના તો તારા હવા.
જજ્ઞ જાગ ને ધર્મ ધ્યાન, તીરથ કીધાં હશે સમસ્ત;
તેને પુણ્યે પુણ્યશ્લોકજી, ગ્રહશો દમયંતીનો હસ્ત.
ભાગ્ય ભૂપ એ તમતણું, જે વશ વૈદરભી વળી;
વેવિશાળ મળ્યું ને દૂત[2] ફળ્યું, નવ શકે તેનું મન ચળી.
કાલ આમંત્રણ આવશે, તમે કરો તત્પર જાન;
એ વાત નિશ્ચે જાણજો, તેના સાક્ષી શ્રીભગવાન.

---

૧૦. 'રેહેતો જમલોકાંત કમલા' (પ્ર. ૪)

૧. 'પદ અગ્ર વૃશ્ચિક આંકડો, તેણે ભેદ્યું મુજ ભુજતળ' (બુદ્ધિ પ્રકાશ, ૧૮૭૧ ના જુલાઈ)

૨. 'દૂતત્વ' (પ્ર. ૪. ૫)

આનંદ નળ પામ્યો ઘણો, પણ સ્વપ્ના સરખું ભાસે;
વિશ્વાસ મન નથી આવતો, જે વીવા કેઇ પેરે થાશે.

વલણ

થાશે સંબંધ ભિમકસુતાનો, એ આશ્ચર્ય મોટું સર્વથા;
કહે પ્રેમાનંદ કહું હવે, દમયંતીતણી કથા.

## કડવું ૧૬મું. રાગ ગોડી.

હંસ વળાવિને વળી વિનતા, જ્યાં પોતાનું ધામ;
દમવા લાગ્યો દમયંતીને, નળના વિરહનો કામ.
વખાણબાણ શામાને વાગ્યાં, પંખી ગયો મોહ મેલી;
રોમે રોમે વહ્નિ પ્રગટ્યો, લાગી તાલાવેલી.
ઘડિયે ઘરથી બહાર નિસરે, બેસે જઈને અટાળી;
ચંદ્રકિરણ અગનીથી અદકા, મારશે મુજને બાળી.
વણ પરણ્યાંને વ્યાકુળ કરવા, વ્યોમ વસ્યો છે પાપી;
શું કહિયે કમળાપતિને રાહુનું, મસ્તક નાખ્યું કાપી.
સિંહિકાસુતને શરીર હોત તો, મુજને ચિંતા થોડી;
સુધાકરને ગળત પેટમાં, બળી થાત રાખોડી.[3]
જળપાત્ર વિશે ઈંદુબિંબ દીઠું, સખીને કીધી શાન;
લાવ્ય ભોગળ રિપુને મારૂં, પ્રહારે મિષ્ટ સમાન.
એમ કરતાં પ્રાતઃકાળ થયો, તારૂણીને આવ્યો તાવ;
અન્ન ન ભાવે નિદ્રા ન આવે, વાત તણો નહિ ભાવ.
અગ્નિના તણખા સરખા લાગે, ટાઢક ચરચે જેહ;
વાયુ વ્યાધના બાણ સરીખો, નિસરે સોંસરો દેહ.
દુખતું જાણી આવી રાણી, જોયું વસ્ત્ર ઉઘાડી;
ચુંબન કરીને પૂછે માતા, શું દુઃખ છે તને માડી.

૩. 'સુધાકરને ગળી પેટમાં, બાળી કરત રાખોડી'. (પ્ર. ૪)

લાડકવાઈ ક્યાંથકિ જીવે, છે કર્મ અમારાં દોખી;
અક્ષત ઉતારો દષ્ટિ બેઠી હોય, કોઇની મેલી ચોખી.
પરણ્યાનો ઓરિયો નવ વીત્યો, જાત સાસરે સમોતી;
રત્ન દીકરી ક્યાંથી જીવે, ત્રણ ભાઈની બેન પનોતી.
આવડો તાવ તે તારૂણિને શો, દૈવને ઘેર વળ્યો ડાટ;
કહે કુંવરી અંતરની આપદા, અમને થાય ઉચાટ.
મુખ મરડી દમયંતી બોલી, ઘરડાં માણુસ નઠોર;[4]
પરણ્યાં કુંવારાં કાંઈ ન પ્રીછે, ફોકટ કરવો સોર.
હું સમાણિ જાય સાસરે, તેના જોને[5] ભોગ;
તેની પેરે મારે થાશે, આકુરો[6] જાશે રોગ.
વચન સુણીને સમજ્યાં રાણી, પુત્રી થઈ પરણનારી;
ભામનીએ જઈ કહ્યું ભીમકને, પુત્રી કાહાં લગી રાખશો કુંઆરી.
વહાણું વાય ને દુખવા આવે, જો જીવે આ વારકી;[7]
કોહોને ભાએગ કાળથી ઉગરે, પરણાવી કરો પારકી.
દીકરી માણુસ મોટી થઈ[8] ત્યારે, પીહેર નવ સોહાયે;
સ્વયંવર કરીને પરણાવો, જાંહાં એની ઈચ્છાયે.
રાયે પુત્ર તેડાવ્યા પોતાના, કહ્યું બેહેનને પરણાવો;
દેશે દેશના જે રાજા, દૂત મોકલી તેડાવો.
અન્ન ધન તૃણ સામગ્રી, મંડપને રચાવો;[9]
ધવળ મંગળ ગીત નફેરી, અપછરા નચાવો.

---

૪. 'ઢોર' (પ્ર. ૪)
૫. 'જો તું' (પ્ર. ૪)
૬. 'આકૂણીયે' (પ્ર. ૪)
૭. 'આ બાળકી.' (પ્ર. ૫, ૬)
૮. 'મોટું થાય.' (પ્ર. ૬)
૯. 'અન્ન ધન તૃણની સામગ્રી, મંડપ મોટા રચાવો.' (પ્ર. ૬)

સ્વયંવરની સામગ્રી માંડી, મોટા મળ્યા રાજાન;[10]
નળને તેડવા ભીમકે મોકલ્યો, સુદેવ નામે પ્રધાન.

વલણ.

પ્રધાન નૈષધ મોકલ્યો, નારદે કીધું વિખાણ રે;[1]
દમયંતીએ પત્ર પાઠવ્યો, વાંચી નળે દીધાં નિશાણ રે.

## કડવું ૧૭ મું. રાગ સારંગ.

આવી સુદેવે આપ્યો કાગળ, હૃદયા ચાંપી વાંચે નળ; ૬૭૦
સ્વસ્ત શ્રી નૈષધપુર ગામ, પુણ્યવંત પુણ્યશ્લોક નામ.[2]
છે કાલાવાલાની કંકોતરી, લખીતંગ[3] દમયન્તી કિંકરી;
આંહાં આવી ગયા ખગપત, કહે તે વારતા માનજો સત.
મેં તમને સમરપ્યું ગાત્ર, આ સ્વયંવર તે નિમિત્ર માત્ર;
મીનનીરની કરજો પ્રીત, માહારા સરખું કરજો[4] ચિત્ત. ૬૭૫
વાંચ્યો કાગળ ને હરખ્યા નળ, તત્પર કીધું જાનનું દળ;
અતિ શીઘ્ર સાંચરે રાય, શુકને મળી સવચ્છી ગાય.
કોરંગ કોરંગનીને સાથ, સાહામા ઉતર્યાં દક્ષિણ હાથ;[5]
હંસ ભણે ભલા શૂકન, તું દમયંતિ પામે રાજન.
વિદર્ભ જઈને સિધ કીજીએ, મને આજ્ઞા હવે દીજીએ;[6] ૬૮૦

---

૧૦. 'સ્વયંવર સામગ્રી સૂતે આરંભી, મળ્યા મોટા રાજન.' (પ્ર. ૨)
૧. 'પ્રધાન નૈષધ મોકલ્યો, હંસે કર્યું હતું વખાણ;
દમયન્તીયે પત્ર પાઠવ્યું, વાંચી નળે દીધાં માન રે.' (પ્ર. ૬)
૨. 'સ્વસ્તિશ્રી નૈષધપુર ગામ, પુણ્યવંત ને પુણ્યશ્લોક નામ.' (પ્ર. ૪, ૫)
૩. 'લખિત' (પ્ર. ૬)
૪. 'રાખજો' (પ્ર. ૬)
૫. 'કુરંગ કુરંગણીની સાથ, આગળ ઉતર્યાં તે દક્ષીણ હાથ.' (પ્ર. ૬)
૬. પ્ર. ૨, ૪, ૫ માં લી. ૬૮૦-૭૧૩ નથી.

વળિ કો સમે આવિશ રાજન, તું છે મારો પ્રાણજીવન.
ભાઇ તુજને કહું વીનતી, દ્યૂત ના રમશો નૈષધપતી;
નવ કરશો સ્ત્રિનો વિશ્વાસ, એ બે થકી થાય વિનાશ.
ચાલ્યો ખગપતિ વિનતી કરી, નળરાજાએ આંખડી ભરી;
હંસ કહે સાંભળ રાજન, એમ કરીએ ન કાચું મન.
માત પિતા સુત બાંધવ જેહ, સર્વે વેર સંબંધે મળ્યું તેહ;
તારે કાજે મેં રાજા એહ, ખગપતિનો ધાર્યો દેહ.
હું છું બ્રાહ્મણ ને તું છે ભીલરાય, પૂર્વ જન્મની કહું કથાય;
મારા ઘરમાં હું દુખિયો થયો, કાશિ કરવત મૂકાવા ગયો.
એવો સમો મનમાં ધરી, ચાલ્યો વનમાં સમર્યા હરી;
અઘોર વનમાં ભૂલો પડયો, તારે સ્થાનક આવી ચઢયો.
તેવામાંહે રજની થઇ, દ્વાદશ કોશમાં વસ્તી નહીં;
તેવા વનમાંહિ રહેતો તુંય, ત્યાં આવીને ચઢયો હુંય.
તારે સ્થાનકે આવી રહ્યા, ત્યાં તું પણ ચિંતાતુર થયો;
મારી આગતા સ્વાગતા કરી, પણ સૂવાની ચિંતા ધરી.
નહાની હતી ગુફા છેક, આવ્યું માણસ માય ન એક;
તારી સાધવી નારી સુજાણ, મારૂં આસન કર્યું નિર્વાણ.
તું તો વીરા બહાર રહિયો, રાક્ષસ આવી તને મારિયો;
માંસ ચરણ હસ્ત હેઠે રહ્યું, નવ જાણું તેનું શું થયું.
તારી સ્ત્રીએ તજયો ત્યાં પ્રાણ, કાષ્ટ ભક્ષ કરી નિરવાણ;
મરતાં એવું બોલી સતી, એજ વર દેજો કમળાપતિ.
એવું જ્યારે સ્ત્રી બોલી વચંન, ત્યારે મેં વિચાર્યું મંન;
શું જીવું હત્યા લઇ[7] કરી, એને તું મેળવજો હરી.
એવું બોલી હું તે વાર, પડયો બળતા અગ્નિ મોઝાર;
તે માટે પંખી અવતાર, લીધો નૈષધમાં આ વાર.

---

૭. 'બે' (પ્ર. ૧)

એવો બોલ ખગપતિયે કહ્યો, શીર નામીને ઉભો રહ્યો;
આજ્ઞા આપો તો તતપર થાઉં, અમો અમારે સ્થાનક જાઉં.
એવી વિનતિ હંસે કરી, નળરાયે આંખડી ભરી;
એ શું બોલ્યો મારા વીર, તારા વિના ધરૂં કેમ ધીર.
આપ્યું તેં મને પ્રાણનું દાન, તું છે મારા બંધુ સમાન; ૭૧૦
હંસ કહે તેં ખરૂં કહ્યું વીર, પણ સાંભળ પરમ સુધીર.
તારૂં રૂણ છુટયો હું ભ્રાત, હવે રહેવાની કરિશ ન વાત;
એમ કહીને ઉડયો આકાશ, ત્યારે નળે મુકયો નિશ્વાસ.
નળ પહોતો વિદ્રભા દેશ, તાંહાં મળ્યા મોટા નરેશ;
ચોહોફેર સબીરનાં ધામ, વસ્યા રાજા તેટલાં ગામ. ૭૧૫
સાગરમાં નાવ હોયે જેમ, ભીમકનું નગ્ર દીસે તેમ;
ગજદળ હયદળ ને માનવ, તેણે અન્ન થયું મોઘું સરવ.[૮]
રસકસ સાહામું નવ જોવાય, તૃણ જળ ટાંકે[૯] તોળાય;
રંક લોકની ચાલે અરજના, માગ્યા મૂલ આપે ગરજના.
ભીમક લે સર્વનો તપાસ, જે જોઇએ તે ફેરવે દાસ; ૭૨૦
નગર ભરાયું ખચમચી, રાયે મંડપ રચના રચી.
હીંડોળા બાંધ્યા[૧૦] ધારણે, કદળી સ્તંભ રોપ્યા બારણે;
ચિત્રામણ ચિતરિયાં ભીંત, નાના પ્રકારની કરી રીત.
મંડપ લીંપ્યો કનકની ગાર, સાહામા સાહામી આસનની હાર;
જેહેને જાંહાં બેઠાનો ઠામ, તાંહાં રાજાનાં લખિયાં નામ.[૧] ૭૨૫
એ કથા એટલેથી રહી, એક નવીન વારતા થઈ;
નારદને કલહની ટેવ, ગયા સ્વર્ગ જાંહાં બેઠા દેવ.

---

૮. 'દવ.' (પ્ર ૪, ૫)

૯. 'ત્રાંસે' (પ્ર. ૪, ૬); 'કાંટે' (પ્ર. ૪ ખ.)

૧૦. 'હિંડોળા ખાટ બાંધી.' (પ્ર ૬)

૧. 'જેને જ્યાં બેસવાનો ઠામ, આસન ઉપર લખિયાં નામ.' (પ્ર. ૬)

પૂજ્યા અરચ્યા પ્રીત અપાર, તવ ઇંદ્ર પૂછે સમાચાર;
કહો ઋષિ પૃથ્વીની પેર, કો પુરૂષ ન આવે અમારે ઘેર.
પૃથ્વીમાં પડતી સાધુની કાયે, તે આવતા સ્વર્ગ માંહે; ૭૩૦
અમરાવતીનો સુનો ઘાટ, જમપુરની વહે છે વાટ.
જમપુર ભરાઈ વસ્યું, આહાં કો નાવે તે કારણ કશું;
કેહે નારદ સાંભળીએ સત્ય, હવડાં મનુષ્ય જાયે અવગત્ય.
દમયંતી દમયંતી કરતાં મરે, તે સર્વ જમપુરી સંચરે;[૨]
જેણે દમયંતી દીઠી નથી, જીવતા મુઆ સર્વથી. ૭૩૫
ત્યાં સ્વયંવર માંડયો આજ, મળ્યા છે પૃથ્વીના રાજ;
શું અપ્સરાના વોહોછો[૩] વના, દમયંતીની દાસી દેવાંગના.
વિદર્ભ દેશ ને કુંદનપૂર, જાઓ જોવા શું બેઠા સૂર;
કહી નારદ થયા અંતરધ્યાન, છાના દેવ થયા સાવધાન.
સંભારી રૂપ મનમાં ફૂલતા, ચાર દેવને લાગી લૂલતા; ૭૪૦
ઇંદ્ર અગ્નિ વરૂણ ને જમ, ઉઠી ચાલ્યા જે જ્યમ ત્યમ.

### વલણ

જ્યમ ત્યમ ચાલ્યા દેવતા, ધરી જુજવાં રૂપ રે;
વિદર્ભ ગયા મનભંગ થયા, દેખી નળનું રૂપ રે.

### કડવું ૧૮ સું. રાગ સારંગ.

નળને જોવા ઇંદ્ર રહ્યા છે,[૪] એટલે આવ્યા જમજી;
અગ્નિ વરૂણ પૂઠેથી આવ્યા, પૂછે માંહોમાંહે ક્યમજી. ૭૪૫
અન્યો અન્યે ચોરી કરતાં, બોલે જુજવાં કામજી;
ચારે દેવ માંહોમાંહે છેતરે, ન લે પરણ્યાનું નામજી.

---

૨. 'જે જન દમયન્તી કરતા મરે, તે જન જમપુરમાં સંચરે.' (પ્ર. ૨)
૩. 'વહોછા' (પ્ર. ૬)
૪. 'નળને જોઈ ઇંદ્ર રહ્યા છે.' (પ્ર. ૨)

અગ્નિ કહે શું અધર્મ બોલવું, સર્વ દમયંતીના લોભીજી;
મનના મનોરથ રાખો મનમાં[5], નળ આગળ કાંતિ ન શોભીજી.
પછે તાળી દઇ હસ્યા માંહોમાંહે, કપટ કીધું ત્યાગજી;
સ્વયંવરમાં ચારે જઈ જોઇએ, કોહોનું ભળશે ભાગ્યજી.[6]
વરૂણ ભણે વૈદર્ભી વર્યાની, મૂકો મનની આશાજી;
પરણશે નળ આપણે ફજેતી, છેદાશે અધરસું નાસાજી.
અગ્નિ કહે હો વાસવ રાજા, મૂકો હૈયાનો હર્ષજી;
દયયંતીને તમો ન પામો, જો તપો શત વર્ષજી.
ભીમકસુતાને આલિંગન નહીં દે, અભાગિયાં આપણાં ગાત્રજી;
વિરસેનસુત આગળ વિષ્ણુ ન પામે, તો આપણ કોણ માત્રજી.[7]
જદપી મનસા નળની મૂકી, આપણી મમતા કરેજી;[8]
ગુણ વોહોણી જો હોય દમયંતી, ભલુ આપણી વરેજી.
લક્ષણ વોહોણી દમયંતી છે, રૂપ યૌવન ઉનમત્તજી;
ગોળ મુકીને ખોળને ખાયે, નોહે ચતુર પશુવતજી.[9]
બેહુ પ્રકારે એહને ન વરવી, માટે પાછા ફરવુંજી;
માણુસ વરે ને દેવ ફરે એથી, આપે ભલું મરવુંજી.
શક્ર કેહે નળરાજાને, જમરાજ લો જમલોકજી;

---

૫. 'મનના મનોરથ મનમાં રહ્યા.' (પ્ર. ૨)
'મનના મનોરથ પણ રહ્યા મનમાં.' (પ્ર. ૬)
૬. 'કેનું ભડે છે ભાગ્યજી.' (પ્ર. ૨)
૭ 'ભીમક સુતાસુ આલિંગન નવ દે, અભાગીઆં આપણાં શરીરજી;
નળ આગળ વિષ્ણુ નહિ પામે તો, આપણે ન રખાય ધીરજી.' (પ્ર. ૪)
૮. 'કદાપિ નળને મૂકે માનની, આપણી મમતા કરેજી;
તોએ ગુણ વોહોણી દમયંતીને, (અ) બલા આપણ (ને) વરેજી.' (પ્ર. ૨)
'જદપી મનસા નળની મુકી, આપણ ઉપર ધરેજી;
ગુણ વોહોણી જો હોય દમયંતી તો, બલા આપણે વરેજી.' (પ્ર. ૨)
૯. 'ગોળને મેહેલી ખોળ (કુંણ) ખાએ, તો એ ચતુરા પશુવતજી.' (પ્ર. ૨)
'ગોળ મુકી જો ખોળને ખાશે, એ ચતુરા પશુવતજી.' (પ્ર. ૬)

આફ્ણીએ આપણુને વરસે, થશે હંસનું કીધું ફોકજી.
વરૂણ ભણે જે એ શી લલુતા, વણ ખુટે મરે કયમજી;[10]
એમ ચાલતું હોય તો લેઉં દમયંતીને,એમ કહેવા લાગા જમજી.
અગ્નિ કેહેરે ભલો શ્રમ કીજે, કદાપી થાય સાચોજી;[1]
દમયંતી ભણી દૂત થૈ જાય, ચારે નળને જાચોજી.
પછે નળ પાસે આવ્યા સ્વર્ગવાસી, વેશ વીપ્રનો ધારીજી;
ત્રિપુંડ તાણ્યાં પુસ્તક કરમાં, ગ્રહી સુંદર ઝારીજી.[2]
નળે નિર્મળ બ્રાહ્મણ દીઠા, આપ્યાં આદરમાનજી;[3]
આસન આપી પૂજા કીધી, પછે પૂછે રાજાનજી.[4]
કામકાજ અમ સરખું કહીએ, હરિ મોટા છે કરનારજી;
વિપ્ર કેહે અમો આવ્યા છૈયે, તુંને જાણી ગુણ ભંડારજી[5].
નળ કેહે જે માગો તે આપુ, માનજો અવશ્યમેવજી;
વચન લેઈ વિપ્રવેશ મુકીને, થયા પ્રત્યક્ષ દેવજી.
વજ્ર પાશ જવાળા ગ્રહી, જમે ગ્રહ્યો જમદંડજી;
જળહળ મંદીર થઈ રહ્યાં, જાણે ઉદયા માર્તંડજી.
ચકીત રાજા થઇ રહ્યો, કરતો દંડ પ્રણામજી;
નળ વિના કો દેખે નહીં રે, દેવ રૂપનાં ધામજી.

---

૧૦. 'ધર્મ કહે એ શી લલૂતા, કહો વણ ખૂટે કયમ મારૂંજી;
'ઈમ ચાલતું હોય તો લઉં દમયંતીને, અર્થ મારો સારૂંજી.' (પ્ર. ૨)
૧ 'વિશ્વાનર કહે ભલું શ્રમ કરી જોઈએ, કદાપી થશે સાચોજી.' (પ્ર. ૨)
'અગ્નિ કહે રે ભલું શ્રમ કીજે, કદાપિ થાય સાચુંજી;
દમયંતી ભણી દૂત થૈ જાય, નળને જઇને જાચુંજી.' (પ્ર. ૪, ૫)
૨. 'ત્રીપુંડ્ર તાણ્યાં પુસ્તક પાસે, હાથમાં ગ્રહી ઝારીજી.' (પ્ર ૨)
૩. 'આદરે આપ્યાં આસનજી' (પ્ર. ૨); 'આદર દીધાં માનજી.' (પ્ર. ૪, ૫)
૪. 'ભલે દર્શન દીધું પવિત્ર કીધાં, હું રાંકને ભુવનજી.' (પ્ર. ૨)
૫. 'સત્ય ભંડારજી' (પ્ર. ૨. ૬)

### વલણ

રૂપધામ તે દેવતા, વિનતી નળરાયને કરે રે;
તું દૂત થઇ જા કન્યાને જો,[6] દમયંતી અમને વરે રે.

### કડવું ૧૯મું. રાગ બીહાગડો

દેવ કેહે હો રાજા મિત્ર, પુણ્યશ્લોક પરમ પવિત્ર;[7]
કૃપા કરી કન્યા કને જાઓ, વેવીસાળીઆ અમારા થાઓ. ૭૮૫
મહિલાને મારો મોહનાં બાણ,ચારે ચતુરનાં[8] કરજો વખાણ;
ભાગ્ય હોશે તેહને વરશે, જેહેના કર્મનું પાનડું ફરશે.
નળ કેહે રક્ષક બળીઆ હોય, મુને પેસવા નવ દે કોય;
દેવ કેહે જાઓ જોગીને વેખે, દમયંતી વિના કો નવ દેખે.
ચારે કરે નળને અણુસારા, બે ગુણ અદકા બોલજો મારા; ૭૯૦
એહેવું સાંભળી ચાલ્યો નળરાય, ત્યારે દેવને વિમાસણ થાય.
રૂપવંત નળનેરે જોશે, કન્યાનું મન સઘે મોહોશે;[9]
વાત કેહે નહીં આપણી વરણી, વેવીસાળીયો બેસશે પરણી.
દષ્ટે દષ્ટ જ્યારે મળશે, ગુણ આપના નવ સાંભળશે;[10]
નળને લેવરાવ્યો જોગીનો વેષ, શિખવ્યું તેમ કરજો વિશેષ.[1] ૭૯૫
રૂપ પાલટીને નળ પળીયો, દેવે અનુચર એક મોકલીઓ;
દૂતને દેખે નહિ નળરાય, આગળ પાછળ બન્યો જાય.

---

૬. 'જે' (પ્ર. ૪, ૬)
૭. 'દેવ કહે હો નળ મહામિત્ર, પુણ્યશ્લોક રાજા પવિત્ર.' (પ્ર. ૨)
૮. 'દેવના' (પ્ર. ૨, ૪, ૬)
૯. 'રૂપવંત દૂતને જોશે, કન્યાનું..................' (પ્ર. ૨)
'રૂપવંત એ નળને જોશે, કન્યાનું મન તેને મોશે.' (પ્ર. ૬)
૧૦. 'દષ્ટા દષ્ટ ભાઈ જ્યારે મળશે, ગુણ નહિ આપણા સાંભરશે.' (પ્ર. ૨)
'દષ્ટે દષ્ટ જ્યારે મળે, ગુણ આપણા નવ સાંભળે.' (પ્ર. ૪, ૫)
'દષ્ટિએ દષ્ટિ મળશે જ્યારે, ગુણ આપણા નવ સંભારે.' (પ્ર. ૬)
૧. 'શીખવ્યો તામસ કરજે તેષ.' (પ્ર. ૪, ૫)

પેઠા ઘરમાં પાધરા દોર, કો નવ દેખે દિવસના ચોર;
જ્યાં દમયંતીનું અંતઃપુર, ત્યાં આવ્યો નળરાય શૂર.
દીઠી દેવકન્યા જેવી દાસ, જે રમતી રાણીને પાસ;
કોઈ નાયકા તો ત્યાં નાહાતી, કોઈ કન્યાના ગુણ ગાતી.
કોઈ શામળી ને કોઈ ગોરી, કોઈ મુગ્ધા ને કોઈ છોરી;
કોઈ કામ કરતી હાલેમાલે[2], કો વસ્ત્ર બાંધે ઘડી વાળે.
રેહે આપ આપણે સાજે, હાર ગુંથતી કન્યા કાજે;
એમ જોયો હેઠલો માળ, પછે બીજે ચઢ્યો ભૂપાળ.
ત્યાં દાસીનું જુથ જોયું, પછે ચઢ્યો જ્યાં ત્રીભોયું;
વસે છે દમયંતી નારી, સહસ્ર દાસી સેવા કરનારી.
કેટલી ગાન કરે સ્વર ઝીણા, કો નાચે વજાડે વીણા;[3]
વાતે રીજવતી ચતુરસુજાણ, કેટલી કરતી કન્યાનું વખાણ.
એકાંત ત્યાં છે ઓરડી, હીંડોળે હીર દોરડી;[4]
હરિવદની બેઠી હીંચે, દાસી કેશમાં ધુપેલ સીંચે.
કિંકરી પાસે માથું ગુંથાવે, કેહે સેંથો રખે વાંકો આવે;
ભીંત માંહે જડી છે ખાપ, વણ ધરે દીસે છે આપ.[5]
આગળ દમયંતી પાછળ દાસી, સાહામા પ્રતિબિંબ પ્રકાશી;
મુખ કમળ કન્યાનું ઝળકે, સામો ચંદ્ર બીજો જાણે ચળકે.[6]
શોભે નારી જોબન ધામ, મુખે નળરાજાનું નામ;
એવું ભૂપતિએ રૂપ જોયું, મોહબાણ મનડું પરોયું.

---

૨. 'હેઠલે માળે.' (પ્ર. ૨, ૪, ૫)
૩. 'કેટલિક...ઝીણા, કોઈ કરમાં વજાડે વીણા.' (પ્ર. ૬)
૪. 'ત્યાં બાંધી હીંડોળે દોરડી' (પ્ર. ૨); 'હિંડોળો બાંધ્યો હીર દોરડી' (પ્ર. ૪); 'હીંડોળો હીર દોરડી' (પ્ર. ૫); 'હીંડોળે બાંધી હિર દોરડી.' (પ્ર. ૬)
૫. 'ભીંતે જડી ચોપાસે ખાપ, આકૃતીએ દીસે સઘળું આપ.' (પ્ર. ૨)
૬. 'સામ સામા ચંદ્ર જાણે ચળકે.' (પ્ર. ૨)
'જાણે ચંદ્ર બિંબ સહામું ચળકે.' (પ્ર. ૪)

અંગરંગથી આડો આંક, મોહ્યા દેવ તણો શો વાંક;
ચારમાં કોનું ભાયગ ભળશે, રત્ન આ કર કોને ચઢશે.
મને પરણુત મનની રૂચે, અંત્રાઈ થયા દેવ આવી વચ્ચે;[૭]
ભલું ભાવી પદારથ થયો, નળે વિવેક મનમાં ગ્રહ્યો.[૮]

### વલણ

ગ્રહ્યો વિવેક શોકને તજી, જ્ઞાન તે હૃદયે ધરે રે;
સત્ય પોતાનું પાળવા, દેવનું માગું કરે રે.

## કડવું ૨૦મું. રાગ સામેરી.

બેઠી દમયંતી શીશ ગુંથાવા, સ્વયંવરને સાંતરી થાવા;[૯]
સામી ભીંતમાં જડી છે ખાપ, વણુ ધરે દીસે છે આપ.

### ઢાળ

આપ દીસે છે વણુ ધરે, પ્રતિબિંબ જોતી દ્રષ્ટ;
દાસીને દમયંતી બેઠાં, નળ આવી રહ્યો છે પૃષ્ઠ.
પ્રતિબિંબ પડ્યું દર્પણુમાં, પ્રેમદાએ દીઠો પૂર્ષ;
ગઈ ખુણે નહાસી તેડી દાસી, શું બેસી રહી છે મૂર્ખ.
માધવી વળતું વદે બાઈ, શા માટે નાશી ગયાં;
મેં કો ન દીઠું તમે દેખી, આવડું શું વિસ્મે થયાં.
ગેહેલી તારી મીટ મસ્તકમાં, મેં દર્પણ રાખ્યું દષ્ટિમાં;
સ્વરૂપ દીઠું દિવ્ય નળનું, ન મળે બીજે સ્રષ્ટિમાં.
વેશ છે વૈરાગનો જાણે, નાટક કોએક લાવ્યો;
શકે તો એ પ્રાણુજીવન, નળરાય નિશ્ચે આવ્યો.

---

૭. 'મુને પરણુત તો માનુની રૂચે, અંતરાયી થયા દેવ વચ્ચે.' (પ્ર. ૨)
૮. 'નળે વિવેક હ્રદેમાં લહ્યો.' (પ્ર. ૨)
૯. 'સ્વયંવરમાં શીઘ્ર જાવા.' (પ્ર. ૨)

સાહેલી કેહે પ્રીછો તમો, કાં દીઠું છે જે ઝંખના;[10]
નળ આવીને કેમ શકે જ્યાં, ના આવે પ્રાણી પંખના.
કામની કેહે તે પ્રીછીઉં, તું દાસી માણુસનો અવતાર;[1]
ન માને તો આવ કૌતક, દેખાડું બીજી વાર.
પુનરપિ બેઠાં પૂઠ પૂઠે, દર્પણમાં મીટ જોડ;
સ્વરૂપ[2] નળનું દેખાડ્યું, જેની કાંતિ કંદર્પ[3] કોડ.
દાસી રાણી થયાં બેઠાં, ઝબકારે ઝબકી વીજળી;[4]
દમયંતી કહે દાસીને કાં, માહારી વાત કેહેવી મળી.
પછે સ્તુતિ માંડી શ્યામાએ, અંતરપટ આડો ધરી;
દેવસ્વરૂપ થાઓ દેખતા[5], ત્યારે નળે દેહ પ્રગટ કરી.
આપી આસન કરી પૂજન, પછે પૂછે કિંકરી;
કહો દેવપુરૂષ કાંહાંથી આવ્યા, વેશ જોગીનો ધરી.
નળ કહે તું નીચ માણુસ, કેમ વદું હું વૈખરી;[6]
દમયંતી પુછે તો બોલું, નહીંતર જાઉં પાછો ફરી.
દમયંતી કહે દેવ જદ્યપી, પણ થઈ આવ્યા સંન્યાસી;
કપટરૂપને કન્યા કેમ પૂછે, માટે પૂછે દાસી.

---

૧૦. 'દાસી કહે દમયંતી સાંભળો, તમને નળની જખના;
નળ આવીને નવ શકે, જ્યાં ન આવે પ્રાણી પંખના.'

૧. 'કામની કહે કિંકરી, તુંને પતીત નથી લગાર.' (પ્ર. ૨)
'કામની કેહે તે પ્રીછીઉં'..............(પ્ર. ૫)
'કામની કહે પ્રીછો નહીં, દાસી માણુસ અવતાર;
નવ માને તો આવ્ય દેખાડું, કૌતક બીજી વાર.' (પ્ર. ૬)

૨. 'પ્રતિબિંબ.' (પ્ર. ૨)

૩. 'કામની.' (પ્ર. ૪, ૫)

૪. 'ઝબકારે અબળા થઇ ઝાંખી, જાણે ઝબકી વીજળી.' (પ્ર. ૨)

૫. 'હો દેવ સ્વરૂપ ધોરે દેખા.' (પ્ર. ૨)
'હો દેવસ્વરૂપ ધોને દેખા.' (પ્ર. ૬)

૬. 'કિંકરી.' (પ્ર. ૬)

વલણ

હાસી સંન્યાસી જોગ છે, કેવળ નોહે અતીત રે;
વચન સુણીને નળ મન હરખ્યો, હરી લીધું ચીત રે.

### કડવું ૨૧ મું. રાગ મારૂ.

મન મોહ પામ્યો મહિપતી, ધન્ય દેવ જે વરશે સતી;[૭]
ભોગી ભૂપને ભામનિ ભોગ્ય, ઘટે દેવને અમો અયોગ્ય.[૮] ૮૫૫
નારિ પ્રત્યે નળ એમ કહે છે, જો તું જોગીરૂપને લહે છે;[૯]
અમો ન જાઉં વિષયાની વાટે, અહિયાં આવ્યો હું સાધવી માટે.[૧૦]
હું તો દૂત છું દેવતાતણો, પાળું છું આચાર આપણો;
તાઈ પૂર્વ જનમનું પુન્ય, ભાગ્યમાંહિ કાંઈ નથી નુન્ય.[૧]
જે દેવદૂત ઘેર[૨] આવ્યો, મોહવર્ધન વારતા લાવ્યો; ૮૬૦
અળગું કરોને અંતરપટ, કરૂં વાત આણીને ઉલટ.
અમો રૂપ કોટાનકોટ ધરૂં, તજી સ્વારથ પરમાર્થ કરૂં;
સાંભળીને બોલ રસાળા, પટ તજીને નીસરી બાળા.
પરિસ્વેદ મુક્તા રહ્યાં ટપકી,બહાર નીસરિ વીજળિ ઝબકી;
હિંડતાં હાલે જ્યમ દ્રુમવેલી, નળ નિકટ ગઈ ગર્વઘેલી. ૮૬૫
તારૂણીનો પ્રતાપ ન માયો, ઝબકારે નળ ઝંખવાયો;[૩]

---

૭. 'ધન્ય દેવ વરે એ સતી.' (પ્ર. ૪)
૮. 'ભોગી ભૂપને ભાવતી, નહીં દેવ ઘટ એહેને પતી.' (પ્ર. ૪)
૯. 'નારી પ્રત્યે નળ એમ કેહે, તું શુ જોગીરૂપને લેહે.' (પ્ર. ૪)
૧૦. 'આંહાં આવ્યો તું સાધવી માટે.' (પ્ર. ૪)
૧. 'ભાએગમાં નથી કાંઈ નૂન્ય.' (પ્ર. ૪)
૨. 'બારણે.' (પ્ર. ૪)
૩. 'તાપ તારૂણી તેજ ન ખમાયો......' (પ્ર. ૨)
'તારૂણીનું તેજ ન ખમાય, ઝબકરે નળ ઝંખવાય.' (પ્ર. ૪)
'તારૂણીના તેજનો તાપ ન ખમાએ, ઝબકારે નળ ઝાંખો થાએ.' (પ્ર. ૪ ખ, ચ)

દીઠી મદપૂરણ માતંગી, નળ તકિયે બેઠો ઉઠંગી.[૪]
ઘુઘરિ ઝાંઝરની ઝણુઝણુતી, પગને અંગુઠે પૃથ્વી ખણુતી;
કેર દીધો છે ગળસ્થળે, એવી નારી દીઠી નળે.
પ્રેમે પ્રેમે થયાં બે ભેળાં, મોહ્યો મહિપતિ દેખી મહેલા;
સત્યવાદિયે સત્યજ રાખ્યું, મનથી પરણવું કાઢી નાખ્યું.
રખે ઇંદ્રિ નારીને નરખે, નળ મન પાછું આકરખે;[૫]
બેઠો આસને આસન વાળી, માંડી વાત સત્ય સંભાળી.
પરમારથે દેવનિ વતી, ગોષ્ટિ માંડિ છે નૈષદપતી;[૬]
અહો લલિતા[૭] અંબુજલોચની, સુખવર્ધનિ દુઃખમોચની.
બેસો આસને લજ્જા છાંડી, પુછું વાત કહો મુખ માંડી;
કન્યા કહે કોહો જે કેહેવું, મુને ઘટે છે ઉભાં રહેવું.[૮]
પર પુરૂષ બેઠાં કેમ બેસું, જાણે નળ તો કેહેશે એ શું;[૯]
વારૂ થયું જે તમે મળીયા, શું નૈષધનાથે મોકલીયા.
વળી કોહોને કાહાવ્યું જેહ, સાંભળવા ઇચ્છું છું તેહ;[૧૦]
વળતા બોલ્યા વીરસેન સુત, નહિ હું નળનો દેવનો દૂત.
નળ નળ મુખ શું ભાખે, તજી સુધા વિષ કાં ચાખે;
તજી સ્વજન શત્રુને કેમ મળીએ, મુકી ચંદન કાં વળગે બાવળીએ.

---

૪. 'રહી ઉભી સર્વે ઉઠંગી' (પ્ર. ૨)
'તકીએ ઉભી છે અઠીંગી' (પ્ર. ૪)
૫. 'વિષે (વિષય) ઇંદ્રિ નારી નીરખે, નળને પાછું આકરખે.' (પ્ર. ૨)
'વિષય ઇંદ્રિયે પોતે નવ નીરખે, નળ મન પાછું આકરખે.' (પ્ર. ૪)
૬. 'પરમારથે દેવનિમિત્તે, ગોષ્ઠ માંડિ નૈષધપતે.' (પ્ર. ૨, ૪)
૭. 'હો લલિત' (પ્ર. ૨, ૪)
૮. આ લીટી પછી પ્ર. ૪માં 'નથી બેસવું ઘટતું અમને, વારતા સત કહું છોં તમને' છે.
૯. 'જાણે નળ તો એ કહેશે કશું.' (પ્ર. ૪, ૫)
૧૦. 'મારે કંથે કહાવ્યું છે શુંય, સાંભળવા ઇચ્છું છું હુંય.' (પ્ર. ૨, ૬)

તજી રત્ન કોડી કો આણે[1], તજી મગદળ મહીષ પલાણે;
તજી ધેનુ અજા કો બાંધે, તજી સાળ કુસકા કોણ રાંધે.
માટે હું છૌં તારો નેગીયો[2], દેવ તેજપુંજ નળ આગીયો;[3]
ઘેલી નળ માનવ શા લેખે, અમરને તું કાં ઉવેખે.[4]
વાસવ વહ્‌ની ને વરૂણરાય, જમ આદે વર્યાની ઈચ્છાય;
મોકલ્યો છૌં મળીને ચારે, તો હું આવ્યો છૌં માનવી દ્વારે.
તું ત્રિભોવનપતિને ભજ, નળ અલ્પ જીવને તજ;
માગ અમરાવતીનો વાસ, અમર ઈક્ષુ ને નળ ઘાસ.[5]
સુર પરણે તુંને નહીં મર્ત, નળ વરે દુઃખનું નહી નિવર્ત્ત;
સુરસંગે ભોગવવા ભોગ, નળ અલ્પ આયુષ ભર્યો રોગ.
મનુષ્ય વ્યાધિ શત ને આઠ, મરિ મરિ અવતારનો ઠાઠ;
મનુષ્યને વિજોગ પીડે, આયુષ ઉતાવળું હીંડે.
મનુષ્યને ઘડીયે શત ઘાત, પીડે જ્વર શીત સનેપાત;
માનવ ભર્યાં હોય મળમૂત્ર, ઘેલી તે સાથે ઘરસૂત્ર.[6]
ગંગાજળ તજી કૂપનું અણાવે, તજી કીર કો કાગ ભણાવે;
દેવ સુખસમુહના[7] દાતા, નવ ઓસરે અમૃત પાતા.
ઈન્દ્ર મંદિર હીંડોળે હીંચ, તુંથી દેવાંગનાવૃંદ નીચ;
પી સુધા ભોગની વારૂણી[8], થા ત્રૈલોકપતીની તારૂણી.

---

૧. 'નાંખી રત્ન કો સીસું આણે.' (પ્ર. ૪)
૨. 'વગિયો.' (પ્ર. ૪, ૫, ૬)
૩. 'દેવ તે રવિ ને નળ તે આગિઓ.' (પ્ર. ૨)
'દેવ ભાનુ ને નળ આગિઓ.' (પ્ર. ૬)
૪. 'રખે અમરને તું ઉવેખે.' (પ્ર. ૨, ૬)
૫. 'ડાસ' (પ્ર. ૨); 'કાસ્ય' (પ્ર. ૬)
૬. 'શું તે સાથે માંડીએ ઘરસૂત્ર.' (પ્ર. ૨)
'ઘેલી તે સાથે શું ઘરસૂત્ર' (પ્ર ૪)
૭. 'સુખ સંતોખના દાતા.' (પ્ર. ૨)
૮. 'પી સુધા ને ભોગની વારૂણી.' (પ્ર. ૨)

થઈશ અમર સુધાને પીતા, પરણુ ઇંદ્રને જગ જીતાં;
છાસટ સહસ્ર રંભા આદે, થઈ તૃપ્ત વાસવસંગ સ્વાદે.[૯]
ઈન્દ્રાણીને તાહારી બીક, રખે દમયંતી થાતી અધિક;
પરણી ઇંદ્ર સાચવ આ તક, જોની કલ્પવૃક્ષ પારિજાતક.[૧૦]
રથ ઐરાવતનું સુખ લે રે, વરવા વાસવને હા કહે રે;
કરી સણગાર સર્વાંગે, ઘટે રહેવું ઇંદ્ર અર્ધાંગે.
વર વહ્નની હો બાળી, નહીં સમો આવે વળી વળી;
સર્વ દેવતાનું એ વદન, અગ્નિરૂપ કોટિ મદન.
વળી વરવા ઈચ્છે છે જમ, તેને ના કેહેવાશે કયમ;
છે વરૂણને ઇચ્છા ઘણી, રઢ લાગી છે તમતણી.
મુકો બાળઅવસ્થાની ટેવ, ફરી માગું ન મોકલે દેવ;
હંસ મિથ્યા કરી ગયો લવ, રૂપહીણુ છે નળ માનવ.

વલણ

નળ માનવ કદરૂપ[૧] કાયા, નળ નિભ્રંછયો નળે રે;
પોતે પોતાનું આપ નિભ્રંછયું, તે દેવતાનો દૂત સાંભળે રે.

## કડવું ૨૨ મું. રાગ સામગ્રી.

નળને નિંદ્યો પ્રેમદા દાધીજી, દૂતત્વ ન સીધ્યું[૨] વિષ્ટિ ન વાધીજી;
એ દુઃખ દાધી ગુણવંત ગોરીજી, વહ્નની વિજોગનો મુકયો સંકોરીજી.

ઢાળ

નિંદા કીધી નળ તણી છે, વિજોગ વહ્નની પ્રથમ;
કોમળ કદળી કુહાડાના, ઘાવ સહે કહો કયમ.[૩]

---

૯. 'છાસઠ સહસ્ર રભા તું આદ્યે, થાશો તૃપ્ત વાસવને સ્વાદે.' (પ્ર. ૬)
૧૦. 'જોની કલ્પવૃક્ષ જે પારિજાતક.' (પ્ર. ૪)
૧. 'કૂબ્જ' (પ્ર. ૨, ૬)
૨. 'દૂતત્વ કીધું' (પ્ર. ૨, ૬)
૩. 'ઘાય ખમે બાઈ કયમ.' (પ્ર. ૪, ૫)
'ઘા સહેવાસે કેમ.' (પ્ર. ૪ ખ)

વિરહિણી ઘણી વિકળ[૪] થઇને, પડી પૃથ્વીમાંહે;
સાહેલી ચાંપે હૃદે ને, મુખે વદે ત્રાહે ત્રાહે.
આશ્વાસના કરતી કિંકરી, વળી શ્યામાને સાન;
દૂત પ્રત્યે કહે કન્યા, શું કરૂં સુરરાજાન.
અપ્રાપ્તિ અમને અમરની ને, અલ્પ માનવ કાય;
જઈ કહો તમે દેવને જે, એ કારજ નવ થાય.
ઉત્કૃષ્ઠ અમર નિકૃષ્ટ નળ, મેં તમથી જાણ્યું આજ;
પણ નૈષધપતિને પિંડ સોંપ્યો, અન્ય તણું નવ કાજ.
અકળ અજ ને અનંગઅરિ જો, વરવા આવે ત્રણ;
તોહે પણ મુકું નહીં,[૫] ચિત્ત ચોહોટું નળને ચર્ણ.
વિરસેનસુતનો દૂત હંસ, મેં દીધી તેને આશ;[૬]
ના કહું તો લાજે જનુની, જનમાં હોએ હાસ.
તમો પધાર્યા દૂત થઈને, દેવનું કરવા હેત;
શકે તો નળ વિષ્ટિને આવ્યા, સુરસું કરી સંકેત.
જથારથ બોલેરે[૭] જોગી, ભોગી છો ભૂપાળ;
મનમાં છો તેવા દેખું છોં, હંસે નાંખી મોહજાળ.
સંન્યાસી કહે સુંદરી, કોણ માત્ર નૈષધપત્ય;
દેવ વિના નોહે મનુષ્યને, અગોપ આવ્યાની ગત્ય.[૮]

---

૪. 'વિધ્ર' (પ્ર. ૨)
'વિગ્રે' (પ્ર. ૪, ૫)
૫. 'તોહે હું ચૂકું નહીં' (પ્ર. ૨, ૬)
૬. '..........................આશા;
'ના કહું તો જનક જનુનીનું, છેદાય ત્યાંહાં નાશા.' (પ્ર. ૨)
'ના કહું તો લાજે જનુની, થાય ભીમકનો નાશ.' (પ્ર. ૪ ગ)
'ના.....................જનકનો હોય નાશ.' (પ્ર. ૪ ક, ખ, ચ)
'ના કહું તો જનક જનુનીનું, સત્ય થાય નાશ.' (પ્ર. ૬)
૭. 'બોલો' (પ્ર. ૨, ૪, ૫, ૬)
૮. 'ગોહ આવ્યાની સત્ય' (પ્ર. ૨); 'અગોચરની ગત્ય' (પ્ર. ૪ ક);
'ગોપ્ય આવ્યાની ગત્ય.' (પ્ર. ૬)

બુધ્યહીણુ બાળા દેખીયે, છે માનવ ઉપર મોહ;[૯]
સ્વર્ગસદન મુકીને કાં, ઈચ્છે નળઘર ખોહ.
તું નહીં વરે તો દેવ ચારે, કરશે બળાત્કાર;
કલ્પવૃક્ષ તુંને તાણી લેશે, જો જાચશે સુર લગાર.
દમયંતી કહે દેહ પાડું, જળમાં કરૂં જળસાઇ;
વરૂણુ વસે છે નીરમાં તુંને, સદ્ય જાશે સાહી.
પાવક પ્રકટી કાષ્ટ સીંચી, માંહે કરૂં જંપાપાત;[૧૦]
વહ્નની વરવા રહ્યા બેસી, વારૂ વેવાની[૧] વાત.
કંઠપાશ કરૂં કે વિષ પીઉં, જેમ તેમ પાડું કાય;
તો અવગતે જમલોક પામે, સદ્ય વરે જમરાય.
અનશન વ્રતે તપ કરૂં, મરૂં ગુફામાં પેસી;
તે પુન્યે તું સ્વર્ગ પામશે, ઇંદ્ર રહ્યા છે બેસી.

વલણ

બેસી રહ્યો છે સુરપતિ, તું મુએ ન છુટશે ઘેલી રે;
અંતે અમર વરે ખરા માટે, પરણુ પ્રેમદા પેહેલી રે.

## કડવું ૨૩ મું. રાગ દેશાખ.

દૂત કેહે સાંભળ સુંદરી, અમર ન મૂકે પરણે ખરી;
તવ કન્યા કેહે હે જોગીજંન, તમારૂં નળના જેવું વદંન.[૨]
જેવું હંસે રૂપ વર્ણવ્યું, તેવું તમારૂં દર્શન હવું;
નોહું નળ દેવનો દાસ, નારી કેહે ન આવે વિશ્વાસ.

---

૯. 'બુધ્યહીન અબળા દીસે છે, તુંને માનવ ઉપર મોહ;
સ્વર્ગસદન મઘવાનું મુકીને, કાં ઈચ્છે નળઘર ગોહ.' (પ્ર. ૨)
૧૦. 'પાવકમાંહી દેહ પ્રજાળુ, હું કરૂં જંપાપાત.' (પ્ર. ૬)
૧. 'વિચારી' (પ્ર. ૬)
૨. 'કન્યા કહે હો જોગી જંન, તું નળ સરખો દીસે રતન.'(પ્ર. ૪, ચ)
'કન્યા કહે હો જોગી જંન, તું નળ સરખો દીસે દરશન.' (પ્ર. ૬)

બ્રહ્મા કરે કોટી ઉપાય, નળ જેવો અન્ય નહીં નીરમાય;[3]
જો સત્યવાદી હો તો સતને વદો, તાતના સમ જો મિથ્યા વદો.[4]
સાંભળી નળને આવ્યું હાસ્ય, દેખી દમયન્તી ગઈ પ્રભુ પાસ;
શીદ નહાસો છો અરાંપરાં, પ્રીછયાં સ્વામી તમે ખરાં.
તોએ નળ સતથી નવ ચળે, તે સર્વ દેવનો દૂત સાંભળે;
ધસી દમયંતી ગઈ પ્રભુ પાસ, નળ અંતરધ્યાન હવો આકાશ.[5]
જારે મીટામીટજ ટળી, ત્યારે ભીમકતનયા ધરણી ઢળી;
મૂળ સ્વામીની લે છે સદા, મળી જાતાં વાધી આપદા.
દાસી પ્રતિબોધે છે સબળ, બાઈ તમને વરશે નળ;
વદે વૃહદશ્વ હો ધર્મરાય, નળ પહેલો દૂત શિઘ્રે જાય.
વદે સેવક ઈંદ્રને નમી, શે અર્થે રહ્યા છો ટમટમી;
નળનું કાંઇએ ન લાગું કહેણ, ન છુટે હંસે ઝાલ્યું પ્રેમરહેણ.[6]
કામિની કુંદન નળ હિરો સાર, જડનારો હંસ સોવ્રણકાર;
નળે દૂતત્વ મન મૂકી કર્યું, પણ કન્યાયે શ્રવણે ન ધર્યું.
જેમ ગતી કરે બળીયો મારૂત, તેમ વર્ત્યે વીરસેનનો સૂત;[7]
નળને સત્યે મેઘ વૃષ્ટિ કરે, નળને સત્યે ધરા શેષ ધરે.
નળ નોહે તો મેરૂ નિશ્ચે ડગે, ધર્મ રહ્યો નળરાય લગે;
તમે ન પરણો તો કરમનો વાંક, બાકી નળે વાળ્યો આડો આંક.
એહવે સમે રાય આવ્યા તહીં, અથઇતિ વારતા સહુ કહી;
સ્વામી માહારૂં કહ્યું મન ન ધરે, બીજો મોકલો જેનું કહ્યું કરે.[8]

---

૩. 'નળ જેહેવી નીરમે નહીં કાય' (પ્ર. ૪, ચ.)
૪. 'જો સત્યવાદી હોયે સત્યજ વદે, તો તાતનો સમ તું રાખજે હૃદે.' (પ્ર. ૨)
૫. 'ધસી દમયન્તી ગ્રહેવા હાથ, અંતરધ્યાન થયો નળનાથ.' (પ્ર. ૨)
૬. 'ન ત્રુટે હંસનું ઝાલ્યું રેણ.' (પ્ર. ૬)
૭. 'જેમ ગત્યે કરી બળીયો મારૂત, તેમ સતવાદી રાજા વીરસેન સુત.' (પ્ર. ૨)
'જેમ ગતિ કરે બળીયો મારૂત, તેમ સત્યે વિરસેન સૂત'. (પ્ર. ૬)
૮. 'જેનું મન ધરે.' (પ્ર. ૬)

માહરે વિષે લીનતા તો હવી, બીજી ન ગમે વારતા નવી;
ત્યારે દેવતા કરે વિચાર, ફરી જાતાં હસે સંસાર.
આપણો શ્રમ કેમ જાએ વથા, તે માટે વરવી સરવથા;
જો કન્યાને ગમ્યો નળભૂપ, તો આપણે લીજે નળના રૂપ.
દેવ કહે સુણો નૈષધરાય, અમો ધરૂં તમારી કાય;
પંચ નળ રહિયે એક હાર[9], ભાગ્ય હોય તેને વરશે નાર.
નળ કહે રે કાં નહીં સ્વામ, મેં આવવું તમારે કામ;
માનવ કયાંથી સુરની સંગત, દેવ ચારની પામું પંગત.
બોલ બંધ કીધો નળ દેવ, કાલે એમ કરવું અવશ્યમેવ;
એ કથા ધર્મ રહી એટલે, હવે[10] કન્યાની કોણ થઈ વલે.
ગઈ દમયંતી જાંહાં છે માત, તવ સ્વયંવરની કીધી વાત;
લાડ વચન કન્યાનાં ગમે, ઘરમાં ભીમક આવ્યાં તે સમે.
પુત્રીને શીર મૂકયો ભૂજ, કાલે વરને વરજે તુંજ;
ઝંખના તુંને જેહતણી, તે આવ્યો છે નૈષધધણી.
પુત્રી મનમાં પ્રસન્ન થઈ, પોતાને અંતઃપુર ગઈ;
રાય ભીમક સભામાં આવ્યા, શત પડાદારને[1] તેડાવ્યા.
આગન્યા દીધી વૈદર્ભરાય, જાઓ વજાડો પડો સેન્યામાંહે;[2]
આવજો સભામાં રાજકુમાર, કાલ કન્યા આરોપશે હાર.
પ્રાણિમાત્ર આવજો સજ થઈ, જાઓ પડો વજાડો એમ કહી;
જેણે શિબિર ઉતર્યા હોય ઘણા, [3]ત્યાં સેવક ફરે ભીમકતણા.
ઠામઠામ પડા વાજતાં, ક્ષત્રી સણુગારે સાજતા;
મળસ્નાન કરે ને અંગ ઉલટ, ફરી ફરી બાંધે મુગટ.

---

૯. 'એક ઠાર' (પ્ર. ૪)
૧૦. 'એ કથા ધર્મ રહી એટલે, પછે......' (પ્ર. ૨, ૬)
૧. 'પડીઘ' (પ્ર ૪ ક'; 'સુત બંધુજન.' (પ્ર. ૬.)
૨. 'આજ્ઞા આપી વૈદર્ભરાય, પડો વજડાવ્યો સેના માય.' (પ્ર. ૬)
૩. 'તંબુ શિબિર ઉતારા ઘણા.' (પ્ર. ૪, ચ)

રાતમાં શીખે ચાતુરી ચાલ, રખે વીસરી જાતા કાલ;
આખી રાત થતા સાંતરા, ઢળી ઢળી પડે છે ઉજાગરા.

વલણ

ઉજાગરા આખી રાતના, સણગાર સજતાં થયું વહાણુંરે;
સ્વયંવરમાં ભૂપતિ મળીયા, કવિ કહે શું વખાણું રે.

### કડવું ૨૪ મું. રાગ સામેરી

વૈશંપાયન કહે રાજન,[4] સાંભળ સ્વયંવરનું વર્ણન;
પડો વાજ્યો શુણ્યો સર્વ રાતે, ઉઠયા ઉજમ થાતે પ્રભાતે.
શીઘ્રે જઇયે વર્યાની તકે, તેડાં મોકલ્યાં ભાઈઓ ભીમકે;
નોહે અતિકાળ કીધાનું કામ, માંડવે નવ મળશે બેસવાનાં ઠામ.
ભીડ ભરાઈ ગામ ભાગળથી, રંક જાયે રાય આગળથી;[5]
મળે શુકન સાહામા તેડે, શુકન વંદે ને રથ ખેડે.[6]
કરે તિરસ્કાર સેવકપર રીસ, પડે મુગટ ઉઘાડાં શીસ;
જાયે અસ્વાર બહુ અલબેલા, હય હીંડે જાણે જળના રેલા.
ભરાયે રથ માંહોમાંહે અટકે, ત્રાડે હસ્તી ઘોડા ભડકે;
અસ્વાર પડે છે નીસરી, તે મળે કહીએ નવ ફરી.[7]
વાહન પડઘાને ચાલ્યો છબ[8], ચરણ રેણુએ છાયો નભ;[9]
થઈ રહ્યું છે અંધારૂં ઘોર, પડી રહ્યો છે શોહોરા શોહોર.
બોલે દુંદુભીના બહુ ડંક, અકળામણનો વળ્યો અંક;

---

૪. 'બ્રહદશ્વ કહે છે વચન.' (પ્ર. ૬)
૫. 'રંકરાય જાય આગળથી.' (પ્ર. ૨, ૬)
૬. 'શુકન વંદી શીઘ્ર રથ ખેડે.' (પ્ર. ૨, ૬)
૭. 'અસવાર પડે છે નીસરી, તે અશ્વને નહીં મળે ફરી.' (પ્ર. ૨)
'બેઠા અસ્વાર પડે નીસરી, તેહ મળે કહીંકજ ફરી.' (પ્ર. ૬)
૮. 'પડઘા પાળાનો ચાલ્યો છબ' (પ્ર. ૪ ખ, ચ)
'વાહન પડઘા ચાલ્યાની છબ.' (પ્ર ૬)
૯. 'અભ્ર' (પ્ર. ૪, ૫)

સર્વને દમયંતીનું ધ્યાન, પ્રાણીમાત્ર વર નહિ કો જાન.
સ્વયંવર જોવા કારણે, પ્રજા મળી મંડપ બારણે;
દ્વારે ઉભા જે જ્યેષ્ટિકાદાર, તેડે જેને જેવો અધિકાર.
ડાહ્યા થઈ મંડપમાં પેસે, નામ વાંચે ને આસને બેસે;
એક મંત્રી સેવક ખવાસ, ત્રણ ત્રણ સેવક રાયને પાસ.
કોણ રૂપ મંડપની રચના, વર્ણવી શકે શું એક રસના;[10]
કદળીસ્તંભ રોપ્યાં દ્વારે, માંડ્યાં આસન હારોહારે.
જશગીત બંદીજન બોલે, મહા ઉન્મત્ત મેગલ ડોલે;[1]
નાના વિધ ચિત્ર ચિતરીયાં, જાણે દેવવૃંદ ઉતરિયાં.[2]
ઉડે અબીલ ગુલાલના છંટા, વાજે ઢોલ ને ઘુઘર ઘંટા;
સભા માંહે બેઠા મહા મુની, લાગી વેદશાસ્ત્રની ધુની.
જતી જોગી બેઠા પાવંન, રાયનાં ભાટ ભણે ભાવંન;[3]
રાયને છત્ર ચામર ઢળે, મુગટે મણી જળહળે.
અગર ધૂપ ત્યાં ઉવેખે, વાજીત્ર નાદ આવે[4] અલેખે;
નટુઆ કરે છે નર્ત, ફરે કુદડી કાહાડે સર્ત.
બોલે ઘુઘરીકેરા રણકા, ગરવઘેલી નાચે ગુણકા;
પગપાનીએ શોભે ધરા, વાજે કંકણ ને ઘુઘરા.
ગીત ગાએ કોકીલસ્વરા, અનંગ વધારે અપછરા;

---

૧૦. 'કોણ મંડપ કેરી રચના, વર્ણવી શકું શું એક રસના.' (પ્ર. ૨)
'કોણ રીત મંડપની રચના, વર્ણવી શકે શું એક રસના.' (પ્ર. ૪ખ,ચ)
૧. 'નહીં રાજા કો એને તોલે.' (પ્ર. ૧)
'ઉન્મત્ત તે હસ્તી ડોલે.' (પ્ર. ૪ ચ)
'ઉન્મત્ત ત્યાં મેગળ ડોલે. (પ્ર. ૬)
૨. 'ઉડે અબીર કેસરના છંટ, વાજે ઢોલ ઘુઘરના ઘંટ.' (પ્ર. ૨)
૩. 'જટીલ જોગી બેઠા પાવન, રાયના ભાટ (ડ) ભણે વદંન.' (પ્ર. ૨)
'જટીલ જોગી બેઠા પાવન, રાયના ભણે ભાવન.' (પ્ર. ૨)
૪. 'થાય' (પ્ર. ૨, ૪, ૫)

જાણે મંડપ નગરી અમરા, નાચે નારી નરચિત્તહરા.
ભીમક ભૂપને દે છે માન, આવી રહ્યા સરવ રાજાન;
ગાનારી[૫] ગાએ ગીત ગાથા, બાંધ્યા તોરણ દેવાય હાથા.
વસ્ત્ર કેસર માંહે ઝકઝોળ, બેસે આસને આરોગે તંબોળ;
વર થઈ બેઠા પ્રાણીમાત્ર, સમા કર્યાં છે વરવાં ગાત્ર.
શરીર ક્ષુદ્ર કાષ્ટનાં ખોડ, તેને દમયંતી પરણ્યાના કોડ;
બાળક યૌવનને વળી વૃદ્ધા, તેને દમયંતી પરણ્યાની શ્રદ્ધા.
કો તો મોટા ઘરના કુંઅર, કો કહે આદ્ય અમારૂં ઘર;
આશા અભિમાન ભર્યા નર, વાંકા મુગટ ધર્યા શિરપર.[૬]
ઘરડા થયા નાહના વર, વતાં કરાવતાં વાગા છર;[૭]
તન મન કન્યાને અરપણ, આગળથી નહીં ટાળે દરપણ.
કેટલાક કરે તિલકની રેષ, કેટલાક કરે માંહોમાંહે દ્વેષ;
કેટલાક કરે પૂછાપૂછ, હું કેહેવો કહી મરડે મૂછ.
જેનાં મુખ માંહે નહીં દંત, તેને પરણવાનું ચંત;
કેવળ વૃદ્ધ ડાચાં ગયાં મળી, તે બેઠાં ટુંપાવી પળી.
જોશીની[૮] પ્રણીપત્ય કરી, દેખાડે હાથ ને જનમોતરી;
જો દમયંતી મૂને પરણે, તો જોશી હું લાગું ચરણે.
જેના બેસી ગયાં ગળસ્થળ, મુખમાં રાખ્યાં બબે ફોફળ;
એમ ઉંચા કરી ગલોઠાં[૯], ઘેલા જુએ કાચમાં મોઢાં.
પૂરણ આશાએ સર્વ કોય, પણ કન્યા નળની વાટ જોય.

---

૫. 'ગીતારી' (પ્ર. ૨)

૬. 'મુગટ પર મૂકયાં પર' (પ્ર. ૨); 'વાંકા મુગટ ને મુક્યાં પર.' (પ્ર. ૪,૫)

૭. 'ઘરડા થયા તે નાહાના વર, વતાં કરાવીને બાગા છર.' (પ્ર. ૨)

૮. 'જોશીને' (પ્ર. ૨)

૯. 'ગાલ [illegible]' (પ્ર. ૨); 'ગાલોઠાં' (પ્ર. [illegible])

**વલણ**

વાટ જુએ છે નળતણી, દાસીને કહે છે સતી રે;
હું મંડપમાં પછે આવું, પ્રથમ આવે નૈષધપતી રે.

## કડવું ૨૫મું. રાગ સારંગ.

મંડપમાંહે ભૂપતિ મળીયાજી, અભિમાનને ભર્યા રૂપબુદ્ધિ બળિયાજી;[10]
તેડો કન્યાને ભીમક ઓચરેજી, વૈદર્ભી સણગાર ધરેજી.

**ઢાળ**

સણગાર સજતી સુંદરી તે, શોભતી શ્રીકાર;
નળ નથી આવ્યો મંડપે, માટે લગાડે વાર.
કૃષ્ણાગર મર્દન વાસવર્ધન, મહીલા કરે મંજન;[1]
બહુ નાર આવે વધાવે, વરસે મુક્તા પરજન.
શુભ વચન બોલે શકુન વંદે, ઉદયો હર્ષ અનંત;[2]
ભેરીનાદ થાયે ને ગીત ગાયે, બહુ કિંકરી[3] નાચંત.
માનપૂરણ માનુની, મહીપત મોહવા કાજ;[4]
સ્વયંવરના સુભટ જીતવા, ધરે શ્યામા સાજ.
પ્રેમપાશ લીધો પ્રેમદા, નાખવા મંડપ ક્ષેત્ર;
ભ્રકુટીધનુષ આકરશીઉં ને, બાણ બન્યો નેત્ર.
તારૂણીને તેડાં મોકલે, રાય ભીમક વારોવાર;[5]

---

૧૦. 'રૂપબુદ્ધે બળિયાજી' (પ્ર. ૪); 'રૂપબુદ્ધ બળિયાજી.' (પ્ર. ૪, ૫)
૧. 'બહુ નાર આવે વધાવે, વરશે નળરાજન;
કપૂર અરગજા ચુવાચંદન, મેહેલા કરે મર્દન.' (પ્ર. ૨)
૨. 'શુભ વચન શુકન વંદે, હ્રદે હર્ષ અનંત.' (પ્ર. ૨)
૩. 'અવછરા' (પ્ર. ૨)
૪. 'મન પુરણ માનનીનું, મહીપત મોહવા કાજ;
સ્વયંવરના સુભટ મોહા, જીતવા માંડયો સાજ.' (પ્ર. ૨)
૫. 'મોકલે, તાત વારોવાર.' (પ્ર. ૬)

કુંવરી બાહેર નીસરે, કરમાં ગ્રહીને હાર.[6]
વાજિંત્ર વાજે ઘોષ ગાજે,[7] થાય કુસુમની વૃષ્ટ;
રાજા માત્ર જુએ બારણે, કેમ મળે દષ્ટેદષ્ટ.[8] ૧૦૭૦

ઓ કન્યા આવી ઓ કન્યા આવી, ઘોષ એહેવો થાય;[9]
શર શબ્દ ગાજે ગાન થાએ, વાંકા વળી જુએ રાય.[10]

**વલણ**

જુએ રાજા ફરી ફરી, કહેવું હશે કન્યાનું રૂપ રે;
એહેવે સમે દેવ ચાર સાથે, આવ્યો નળ ભૂપ રે. ૧૦૭૪

---

૬. 'કુંવરી બાહેર પરવરે, કરમાં ધરીને હાર.' (પ્ર. ૨)
'દીકરી બાહેર પરવરે, કરમાં...........' (પ્ર, ૬)

૭. 'ધુપ દાઝે.' (પ્ર. ૨, ૬)

૮. 'દૃષ્ટા દૃષ્ટ.' (પ્ર. ૬)

૯. 'ઉત્સાહ એવો હોય' (પ્ર. ૨); 'સોર એવો હોય.' (પ્ર. ૬)

૧૦. 'શબ્દ બાણ વાગ્યાં થાય આધાં, વાકાં વાળીને જોય.' (પ્ર. ૨)
'શબ્દ બાણ વાગ્યાં થયા આધા, વાંકા વળિ વળિ જોય.' (પ્ર. ૬)

# નળાખ્યાનની લીટી ૧ થી ૧૦૭૪ની ટીકા

**નળાખ્યાન,** (નળ+આખ્યાન), નળ, દ્વાપરયુગના અંતમાં થયેલો સૂર્યવંશી રાજા, નિષધ દેશના વીરસેનનો પુત્ર; આ કાવ્યનો નાયક. **આખ્યાન,** ( **सं. आ+ख्या**=કહેવું ), કોઈપણ જનના ગુણનું જે કથન તે; કથા; ચરિત્ર. નળાખ્યાન, નળરાજાનું આખ્યાન, નળની કથા.

**કડવું,** એક આખા આખ્યાનનો એકેકો જે ભાગ તે, પછી નાનો મોટો ગમે તે. કડવાંની બધી કડી એકજ રાગમાં ગવાય છે.

૧-૨. ગ્રંથને આરંભે દેવોની અને વિશેષ કરીને સરસ્વતીની સહાયને માટે સ્તુતિ કરવાનો સંસ્કૃત તેમજ ગુજરાતી કવિઓનો ધારો છે. આરંભેલું કામ નિર્વિઘ્ને પાર પડે એટલા સારૂ કેથેકેથે અંગ્રેજી ઇ. કવિઓએ વાણીદેવી ( Muse મ્યુઝ )ની પ્રાર્થના કીધેલી જોવામાં આવે છે.

**શંભૂસુત,** ( શંભૂ+સુત ), **શંભૂ,** ( **सं. शंभू**, **शं**=સુખ+**भू**= થવું, હોવું ), સુખ થાય છે જેથી તે, મહાદેવ; શિવ. **સુત,** (**सं. सु**= જન્મ આપવો ), પુત્ર.-શંભૂસુત, શિવનો પુત્ર; ગણપતિ. શિવ એક વાર તપશ્ચર્યા કરવા જવા નિકળ્યા ત્યારે પાર્વતીએ કહ્યું કે મને એકલાં ગમે નહીં, માટે એક પુત્ર આપીને જાઓ. શિવ કહે તમે શક્તિ છો માટે તમારી મેળેજ ઉત્પન્ન કરજો. પછી પાર્વતીએ પોતાના અંગનો મેલ કાઢી એક પુત્ર ગણપતિ અને એક કન્યા ઉષા ( ઓખા ) એમ બે બાળક ઉત્પન્ન કર્યાં. લડાઈમાં આનંદ માનનાર નારદે શિવને જઈ ભંભેર્યા કે મહારાજ તમે તો જોગી થઈ તપ કરો છો ને ઘેર તો બે બાળક રમે છે. શિવ ભોળવાઈને ક્રોધાયમાન થઈ ઉતાવળા ઘેર આવ્યા. આ વખતે પાર્વતી ઘરમાં નવરૂઆ ન્હાવા બેઠાં હતાં, તેથી બાળકોને કોઈ અંદર ન આવે તેટલા સારૂ બારણે બેસાડ્યાં હતાં. જટાવાળા જોગી મહાદેવને એકદમ ઘરમાં ઘુસતા જોઈ બાળકોએ અટકાવ્યા. શિવ વધારે ગુસ્સે થયા અને મારવા ગયા. તેમાં ઉષા નાસી મીઠાની ઓરડીમાં ભરાઈ ગઈ અને ગણપતિ પકડાઈ ગયા. શિવે તેનું ડોકું કાપી નાંખ્યું, જે ચંદ્રમંડળમાં

જઈ પડયું. પછી શિવે અંદર જઈ પાર્વતીને બાળકો વિશે પૂછયું ત્યારે પાર્વતીએ કહ્યું કે તમે રજા આપી હતી તે યાદ કરો. શિવે પસ્તાવો કર્યો અને કહ્યું કે તમારા પુત્રને તો મેં મારી નાંખ્યો છે. પાર્વતીએ આક્રંદ કરી કહ્યું કે ગમે તેમ કરી આ મારા પુત્રને જીવતો કરી આપો. શિવે ડોકું શોધાવ્યું પણ જડયું નહીં. એવામાં એક હાથી મળ્યો તેનું ડોકું ગણપતિના ધડને ચોંટાડી જીવતા કર્યા. મારા પુત્રને કદરૂપો કર્યો તેથી એને કોઈ બોલાવશે નહીં એમ કહી પાર્વતીએ શોક કીધો, ત્યારે શિવે કહ્યું કે સર્વ દેવોમાં એ પહેલો પૂજાશે ને સર્વ શુભ કામમાં એનું આરાધન થશે. ગણપતિને સિદ્ધિ અને બુદ્ધિ નામની બે સ્ત્રી છે; લાભ ને લક્ષ બે પુત્ર છે. એને ઉંદરનું વાહન છે, એનું શરીર ગોરૂં તથા મ્હોં ને સુંઢ લાલ છે. એનો એક દાંત બહાર પડતો છે. તેને કાન મોટા ને લાંબા છે અને ચાર હાથ છે.

**ધ્યાન,** ( **સં. ધ્યૈ**=વિચાર કરવો ), સ્મરણ; સ્તવન. **ધ્યાન ધરૂં,** સ્મરણ કરૂં; ગુણ ગાઉં. **સરસ્વતી,** શારદા, બ્રહ્માની પુત્રી; વાણીની તથા સર્વ પ્રકારની વિદ્યાકળાની અધિષ્ઠાતા દેવી; ભાષા, ગાયન, અને કળાનો પ્રસાદ આપનારી દેવી; દેવનગરી અક્ષરો અને સંસ્કૃત વાણી એણેજ ઉત્પન્ન કર્યા કહેવાય છે. એને ચાર હાથ અને કપાળે ચંદ્ર છે. કોઈ વાર હંસપર ને કોઈ વાર મોરપર એ સ્વારી કરે છે.

**પ્રણામ,** (**સં. પ્ર+નમ્**=નમવું), હાથ જોડી નમન કરવું તે. **આદરૂં,** ( **સં. આ+દૃ**=માન આપવું ), સ્વીકારૂં; માથે લઉં; અહીંઆં આરંભ કરૂં. **નૈષધનાથ,** ( નૈષધ+નાથ ), **નૈષધ,** હિંદુસ્તાનના અગ્નિકોણમાં આવેલા નિષધ દેશ ( હાલના બંગાળામાં આવેલા દેશ ) ના લોકો. **નાથ,** ધણી; પતિ –નૈષધનાથ, નૈષધનો નાથ; નળરાજા.

**ઢાળ,** ટેકરાનો ઢોળાવ. અહીંઆં વાંચવાની ઢબ ફરે છે માટે.

**૩. પુણ્યશ્લોક,** પુણ્યકારક શ્લોક (યશ) છે જેનો તે (બહુ સ.); જેના નામના સ્મરણ થકી પુણ્ય લાગે એવો મહાપુરૂષ. આ વિશેષણ નળ, રામ તથા યુધિષ્ઠિરને લગાડવામાં આવે છે. **રાય,** ધનવાન પુરૂષ, રાજા.

**૪. વૈશંપાયન,** ચાલુ મન્વન્તરમાં જે પ્રસ્તુત અઠ્ઠાવીસમો પર્યય તેમાંના દ્વાપરયુગને અંતે થયેલા કૃષ્ણદ્વૈપાયન નામના અઠ્ઠાવીશમા વ્યાસના

ચાર શિષ્યોમાંનો બીજો. એ તૈત્તિરિ ઋષિના કુળમાં થયો હતો. ઇતિહાસ કહેવામાં એની પ્રખ્યાતિ ઘણી સારી હતી.

**વાણી વદે,** પોતાના બોલમાં કહે છે. **વદે,** (**સં. वद्**=બોલવું). **આર્ણિક,** અરણ્ય સંબંધી. **પર્વ,** શેરડી, નેતર વગેરેના ગાંઠામાં એકેકના અંતર જેટલો જે ભાગ તે; પેરિયું. એ ઉપરથી લાક્ષણિક અર્થ, ભાગ. **આર્ણિક પર્વ,** મહાભારતના અઢાર પર્વમાંનું ત્રીજું પર્વ; વનપર્વ. **મહિમાય,** (**સં. महिमा**), પ્રાસ મેળવવાને માટે કવિ કેટલીક વાર શબ્દોને મચડે છે અથવા અક્ષર ઉમેરીને લંબાવે છે; અહીંઆં ય વધારાનો છે. પ્રતાપ; મોટાઈ; મહાત્મ્ય. 'આર્ણિક પર્વમાં જેનો મહિમાય વૈશંપાયન વાણી (વડે) વદે (છે) તે નૈષધનાથ" ઈ.

૫. **હારી ગયા,** (**સં. हृ-हर्**=લઈ લેવું), જુગટું રમતાં હોડમાં પોતાનું રાજ્ય ખોયું. **પાંડવ,** પાંડુ રાજાના પાંચ પુત્ર. પાંડુની સ્ત્રી કુન્તીને દુર્વાસા ઋષિએ આપેલા મન્ત્રથી તેણે યમથી ધર્મ (યુધિષ્ઠિર), વાયુથી ભીમ, ઇંદ્રથી અર્જુન, એ ત્રણ પુત્ર વર્ષ વર્ષને આંતરે ઉત્પન્ન કર્યા. અશ્વિનીકુમારનો મન્ત્ર પાંડુની આજ્ઞાથી તેની બીજી સ્ત્રી માદ્રીને આપ્યો, જેથી તેને નકુલ ને સહદેવ એ જોડ પુત્ર થયા. **વસ્યા,** (**સં. वस्**=રહેવું), રહ્યા. **દ્વૈતવન,** એ વન સરસ્વતી નદીને તીરે આવેલું છે, ને તેની પાસે મરૂધન્વ દેશ આવેલો છે. પાંડવ હસ્તિનાપુરથી વનવાસ નિકળ્યા તે વખતે પહેલાં આ વનમાં આવ્યા હતા. અહીંઆં કેટલોક વખત રહ્યા બાદ કામ્યક વનમાં ગયા, જ્યાં દ્વૈપાયન વગેરે અનેક ઋષિયો તેમને મળ્યા. પછી સઘળા પાંડવો આ વનમાં આવી રહ્યા. **મોજાર,** મોઝાર; માં. "પાંડવ રાજ્ય હારી ગયા (તેથી) દ્વૈતવનમોજાર (જઇ) વસ્યા."

૬. **અર્જુન,** પાંડુરાજાને તેની સ્ત્રી પૃથ્વી અથવા કુન્તીથી થયેલા ત્રણ પુત્રોમાં સૌથી નાનો; ઇન્દ્રને આરાધી ઉત્પન્ન કીધેલો તેથી તે ઇન્દ્રનો પણ કહેવાય છે. એણે દ્રોણાચાર્ય પાસે શસ્ત્રાસ્ત્ર વિદ્યા સંપાદન કીધી હતી અને તેમાં ઘણો હોશિયાર હોવાથી દ્રોણનો પ્રેમ એનાપર વિશેષ હતો. દ્રૌપદીના સ્વયંવરમાં એણેજ મચ્છ વિંધ્યો, ને દ્રૌપદીએ એને વરમાળ પહેરાવી. પાંડવ કૌરવની લડાઇમાં એણે ઘણું પરાક્રમ બતાવ્યું હતું. કુરૂક્ષેત્રમાં કૃષ્ણને એણે કહ્યું કે મારા વડીલ, ગુરૂ, સંબંધીઓને

